# ગૃહવૈદ્ય.



(વૈદ્યશાસ્ત્રી પં. મુરારિની પ્રસ્તાવના સાથે)



## એક અનુભવી વૈદ્યના અનુભવો.







પ્રકાશક,

આર. જી. મોદી. એમ. એ-સુરત.



આવૃત્તિ બીજી.



મૂલ્ય રૂ. ૦-૮-૦.

# પ્રસ્તાવના.



ગુજરાતી ભાષામાં વૈદ્યકના ઉપયોગી પુસ્તકો ઘણા ગાંઠ્યાજ પ્રસિદ્ધ થયાં છે, તેમાં પણ સામાન્ય જનસમુદાયને સફળતાથી ઉપયોગમાં આવે તેવાં પુસ્તકો તો અપવાદ રૂપેજ છે. બંગાળી, હિંદી અને મરાઠી સાહિત્ય તરફ નજર નાખતાં જણાય છે કે ઉપલક નજરે ક્ષુલ્લક જણાતાં પણ અતિશય ઉપયોગી દેશી ઓસડીઆં, જડી બૂટીઓને લગતાં નાનાં મોટાં પુસ્તકોથી પણ વંચિત નથી. સાહિત્ય કલેવરમાં એટલું એ ક્ષત નથી. આપણે ત્યાં પરિશ્રમ વેઠી મોટા પરમાં પુસ્તકો તૈયાર કર્યાં પણ સામાન્ય બુદ્ધિના લોકોને કે જેને માટે જ ખાસ લખાયલાં છે તેવા સમુદાયને ચોક્કસ ખામીઓને લીધે વ્યવહારમાં ઉપયોગી થએલાં જણાયાં નથી. ઔષધીની બનાવટ, તેની માત્રા અને તેને માટે રાખવાની સાવચેતી આ ત્રણ બાબતોનો જ્યાં લગી ખુલાસો

કરવામાં ન આવ્યો હોય ત્યાં સુધી શાસ્ત્રીય અભ્યાસ રહિત મધ્યમ કોટિના વૈદ્યોને ઉપયોગી થઈ પડે, સામાન્ય લોકોને તો નહિજ,

ઘર રખુ અનુભવિ વૃદ્ધ સ્ત્રીઓના પરલોક પ્રયાણની સાથે, ત્હેમના પરંપરાથી પ્રાપ્ત અનુભવેલા ઘરગથુ ઓસડીયાં, અકસીર ટુચકાઓનો પણ ગુર્જર સમાજમાંથી લોપ થવા લાગ્યો; ત્યારપછીના ગૃહપતિઓ અને ગૃહિણીઓ પોતેજ ક્ષુલ્લક અને નજીવા ગણી તિલાંજલિ આપેલ દ્રવ્યોમાંથીજ તૈયાર થયેલી બહુમૂલ્ય ( ! ) ઔષધીઓ વાપરનારા ડૉક્ટરો અને વૈદ્યોના મોટા બીલો ચુકવવામાં ગૌરવ માનવા લાગ્યાં, અને સાથે મધ્યમ વર્ગ અને ગરીબ વર્ગના લોકો પણ દેખાદેખી અને ઘરગથુ પણ સંગીન લાભદાયી પ્રયોગોના જ્ઞાનના અભાવે એ પ્રવાહમાં તણાયાં.

આવી પરિસ્થિતિની વચ્ચે, સાંતાક્રુઝ ગુરૂકુલના માજી આચાર્ય રા. રમણિકલાલ મોદી જેવા

વિદ્વાન ગૃહસ્થે લોક કલ્યાણની લાગણીથી પ્રેરાઇ, ગરીબ અને તવંગરને એક સરખી રીતે ઉપયોગી થાય તેવા શાસ્ત્રસિદ્ધ અને અનુભવી પ્રયોગોનો સંગ્રહ કરી, આ નાનકડા સુંદર પુસ્તકના સંપાદનથી ગુજરાતી ભાષાના વૈદ્યક સાહિત્યમાં વધારો કર્યો છે. ગુર્જર સમાજ આ પુસ્તકની શીઘ્ર પ્રગટ થયલી બીજી આવૃત્તિને પણ સાદર સ્વીકારી સંપાદકનો શ્રમ સફળ કરશે એવી આશા સાથે વિરમીશ.

સાંતાક્રુઝ. } વૈદ્ય મુરારિલાલ વ્યાસ.






૧ અર્શ (હરસ):—હરડેની છાલ ૨ ટાંક, જૂનો ગોળ ૫ ટાંક લઇ, એ બન્નેનું પાણી થોડા વખત સુધી નિયમિત રીતે પીવાથી અને ઉપર ગાયની છાશ પીવાથી મસાનો નાશ થાય છે. ચૂનો, સાજીખાર, ખડીઓખાર, મોરથુથુ એ ચીજો સમાન લઈ લીંબુના રસમાં ત્રણ દિવસ ભીંજવી, છુંદી મસાપર લગાડવાથી ઘણોજ ફાયદો થાય છે.

૨ અર્શ:—આદુ તોલા ૪ લઇ કવાથ (ઉકાળો) કરી પીવાથી હરસનો નાશ થાય છે. હળદરના ગાંઠીઆને થોરના દુધના ૭ પુટ દઈ તે ગાંઠીઓ ઘસી મસા ઉપર લેપ કરવાથી હરસ મટી જાય છે.

૩ અજીર્ણ:—સિંધાલુણ તોલો ૧; પીપરી મૂળ તોલા ૨; પીપર તોલા ૩; ચવક તોલા ૪; ચીત્રક તોલા ૫, સુંઠ તોલા ૬, અને બાળહરડે તોલા ૭ એ સાતે વસ્તુઓ મેળવી, ખાંડી ચૂર્ણ બનાવવું. આ ચૂર્ણ ફક્ત થોડા દિવસ સવાર સાંઝ એમ બે વખત ૦। થી અડધા તોલા સુધી ખાવાથી ગમે તેવું અજીર્ણ હોય તોપણ નાબુદ થાય છે.

૪ અજીર્ણ:—પીપર, મરી, સુંઠ, આ ત્રણે વસ્તુઓ સમભાગે લઇ, ખાંડી બારીક ચૂર્ણ કરી, દરરોજ સવારે અને સાંજે ૦। તોલા જેટલું ખાવાથી અજીર્ણ, આફરો તેમ પેટનો દુખાવો મટે છે.

૫ અજીર્ણ:—અજમો, જીરૂ, પીપર, મરી, શાહજીરૂ, સિંધાલૂણ, સુંઠ, હીંગ શેકેલી આ આઠ વસ્તુઓ સરખે ભાગે લઇ, ખાંડી બારીક ચૂર્ણ બનાવવું. આ ચૂર્ણ ફક્ત થોડા દિવસ સુધી દરરોજ ભોજન પછી અડધાથી

પોણા તોલા સુધી લેવાથી સખતમાં સખત અજીર્ણ, આફરો પેટનો દુખાવો તથા બદહજમી નાબુદ થાય છે.

૬ અજીર્ણ:—નમક સુલેમાની, પંચખાર, હરડાં, બેડાં પીપર, સુંઠ, મરી એ સાત વસ્તુઓને સરખે ભાગે લઈ, ખાંડી બારીક ચૂર્ણ બનાવી ઉપર પ્રમાણે લેવાથી અત્યંત ફાયદો થાય છે.

૭ અજીર્ણ:—ધાણા તોલા ૬ અને એળચી દાણા તોલો ૧ લઈ, ખોખરાં કરી, ૦ાા શેર પાણીમાં ઉકાળવાં. નવટાંક પાણી રહે ત્યારે ઉતારી ગાળી કાઢી બચ્ચાંને ચમચો ચમચો દિવસમાં ત્રણ વખત પાવું મોટા માણસને ઉમરના પ્રમાણમાં તોલા ૩થી ૪ સુધી પાવું. એ પ્રમાણે બે ત્રણ દિવસ ચાલુ રાખવાથી અજીર્ણ મટી જશે.

૮ અજીર્ણ:—ખસખસ બે પૈસાભાર લઈ, તેને ખુંદી બારીક કરવી. પછી તેમાં ત્રણ

પૈસાભાર દહીં નાંખી મેળવવું, અને દિવસમાં બે વખત બચ્ચાંને ચમચી ચમચી પાવું. જેથી અજીર્ણ દૂર થશે.

૯ અતિસારઃ—ગળો, અતિવિષની કળી, ઈંદ્રિજવ, મોથ, કરીઆતું અને સુંઠ એ વસ્તુઓ આઠ તોલા લઇ ચાર દિવસ સુધી કવાથ બનાવી પીવાથી અતિસાર દૂર થઇ શકે છે.

૧૦ અતિસારઃ—અફીણ અને કેસર આ બન્ને ચીજો બરાબર લઇ તેની મધની અંદર ચોખાના જેવડી ગોળી બનાવવી. આ ગોળી સવારે તથા રાતે એક એક લેવાથી સખતમાં સખત અતિસાર ઘણાજ થોડા વખતમાં નાબુદ થાય છે.

૧૧ અતિસારઃ—કાકડાસિંગ, પીપર અને અતિવિષ (અતિવિખ)-એ સર્વે એક એક તોલો લઈ દરેકને થોડી થોડી મધમાં ઘસી ચમચો એક સવારના અને ચમચો એક સાંજના પાવાથી ફાયદો થાય છે.

૧૨ **અતિસાર:**—બલબીજ તોલા ૨, મોથ તોલા ૨, જાયફળ તોલો ૧ અને અતિવિષ તોલા ૨ એ સર્વેને કુટી કપડછંદ કરવાં ને તેની બએ આનીભાર પડીકી બાંધવી. તેમાંથી પડીકી એક સવારે અને પડીકી એક સાંજે પાણી સાથે ખાવી. એક માસ સુધી એ ઉપચાર ચાલુ રાખવાથી અતિસારમાં ફાયદો થશે. ખોરાકમાં વાલ, વટાણા, તેલ, મરચું, ખટાશ વર્જ્ય છે.

૧૩ **અરૂચિ:**—બીજોરાના ફળના ગર્ભમાં ઘી તથા સિંધવ નાખીને ખાવાથી અરૂચિનો નાશ થાય છે.

૧૪ **અવાજ બેસી જવો:**—બ્રાહ્મી, લીંડી પીપર, મોટી હરડેની છાલ, અરડુસો એ દરેક એક વાલ લઇ કપડછંદ કરી દિવસમાં ચોકખા મધ સાથે એક વાલ લેવાથી અવાજ ખુલી જાય છે.

૧૫ **અવાળુ ચઢી આવવા:**—અવાળુ ચઢી આવ્યા હોય, દાંતની નીચેનો ભાગ સુજી

આવ્યો હોય, મોઢું આવ્યું હોય અથવા મોઢામાં અને જીભમાં છાલા પડ્યા હોય તો ફટકડીના પાણીના કોગળા કરવાથી ફાયદો થાય છે.

૧૬ **અશક્તિઃ**—બહુ ફળી અરધા તોલાથી એક તોલો દૂધની સાથે પીવાથી અશક્તિ, કમરનો દુખાવો, કળતર અને નબળાઇ નાશ પામે છે.

૧૭ **અશક્તિઃ**—બદામ ૧૦ થી ૧૫ રાત્રે પાણીમાં ભીંજવી સવારે કસરત કર્યા પછી ખાવી.

૧૮ **અશક્તિઃ**—નવટાંક બાફેલા ચણા સવારે નિયમિત ખાવાથી શરીરમાં ખૂબ કૌવત આવે છે.

૧૯ **અળાઇઃ**—શીખંડ ખાવાથી અને સુખડનો લેપ કરવાથી તેમજ ઠંડા પાણીથી દરરોજ સ્નાન કરવાથી અળાઇ દૂર થાય છે.

૨૦ **અળાઇઃ**—ચણાનો લોટ થોડો લઇ ઠંડા પાણી સાથે મેળવી પાતળો કરી શરીર પર ચોપડવો. સુકાઇ ગયા બાદ ઠંડા પાણીથી ન્હાવું. અળાઇ નરમ પડી જશે.

૨૧ **અળાઈ:**—દાડમનું મુગીઉ, જીરૂ, સાકર, ગુલાબના ઝાડનું મૂળ, અને ધાણા એ સઘળી ચીજો સમાન ભાગે લઇ અ ૧કચરી ખાંડી પાણી શેર ૦ા માં રાતે પલાળી રાખી સવારે તે પાણી ગાળી પી જવું જેથી અળાઇ મટી જશે.

૨૨ **અળાઈ:**—પીપળાની છાલ તથા ઈંટ એ બન્નેને ઠંડા પાણીમાં ઘસીને શરીર ઉપર લેપ કરવાથી અળાઈ મટી શરીર સ્વચ્છ થઈ જશે.

૨૩ **અળાઇ:**—રતાંજલિ અને સફેદ ખડી સરખે ભાગે લઈ વાડકામાં નાંખી તેમાં થોડું પાણી રેડી ગરમ કરવું અને સહેવાય એવું થાય એટલે તે દવા શરીરે ચોપડવી. ચાર કલાક પછી શરીરને પાણીથી ધોઇ નાંખવું. એ પ્રમાણે બે ત્રણ વખત કરવાથી અળાઈ મટી જશે.

૨૪ **અમ્લ પિત્ત:**—કરીઆતું, લીમડાની અંતર છાલ, ત્રિફળાં (હરડાં, બેડાં, આમળાં), પટોળ, અરડુસી, ગળો, પીતપાપડો, ભાંગરો એ

આંબળાં સરખે ભાગે લઈ કવાથ કરી મધ નાંખી પીવાથી અમ્લપિત્તનો નાશ થાય છે.

૨૫ **આંખની ખીલ:**—આંખના ખીલ અથવા તાપોડીઆં ઉપર જવતી બગા ફેરવવાથી ખીલ અને તાપોડીઆં સારાં થઇ જાય છે.

૨૬ **આંખની પીડા:**—આંખમાં થતી પીડા ઉપર અજમાની પોટલીનો શેક કરવાથી પીડા હલકી પડે છે.

૨૭ **આંખની ગરમી:**—ચીનાઇ પાસાદાર સાકરનો કટકો ૧ લઇ તેને એક ચમચા પાણીમાં પીગળાવી તે પાણીનાં બે ચાર ટીપાં દરરોજ સાંજનાં સુતી વખતે આંખમાં નાંખી થોડા વખત સુધી આંખ બંધ રાખી સુઇ રહેવાથી આંખની ગરમી દૂર થાય છે.

૨૮ **આંખની ગરમી:**—સફેદ મરીના દાણા ૭ વાટીને વસ્ત્રગાળ કરવા. ગાયનું માખણ તોલા ત્રણ અને સાકર તોલો ૧ એ સર્વે ચીજોને

સાથે મેળવી દરરોજ સવારે નરણે કોઠે ખાવાથી ગરમી દૂર થશે અને આંખે સ્પષ્ટ દેખાશે.

૨૯ **આંખે આવતાં અંધારાં:**—ગોળ, ઘી અને સુંઠ આ ત્રણે ચીજો સાથે મેળવી ખાવાથી આંખે આવતાં અંધારાં થોડા દિવસમાં દૂર થાય છે.

૩૦ **આંખની ગરમી:**—એળચીને ગુલાબ જળમાં વાટી, આંખ બંધ કરી, પોપચાં ઉપર ચોપડવાથી તથા વારંવાર આંખ ઉપર ગુલાબ-જળનાં પોતાં મૂકવાથી આંખની ગરમી દૂર થાય છે.

૩૧ **આંજણી:**—તુવેરની દાળમાંથી લીલો દાણો લઈ તેને પાણીમાં ઘસી આંજણી પર ચોપડવાથી ફાયદો થાય છે.

૩૨ **આંખ પર સોજો:**—ઝેર કોચલો ઘસી ચોપડવાથી સોજો ઉતરી જાય છે.

૩૩ **આંખ ઉઠવી:**—સરગવાના પાંદડાના રસને મધ સાથે મેળવી આંખમાં નાખવાથી વાયુ, પિત્ત અને કફથી ઉઠી આવેલી આંખો મટી જઇ તેજોમય થઈ જાય છે.

૩૪ **આંખની દવા:**—આંબાહલદર રૂ. ૦। ભાર. બોદર રૂ. ૦। ભાર, ફુલાવેલી ફટકડી રૂ. ૦। ભાર, અફીણ વાલ૨, લીંબુના રસમાં લોઢાની કડછીમાં નાંખી ઉના કરી લોઢાથી ઘુંટી આંખો પર ચોપડવાથી આંખો તદન ફુલ જેવી થઈ જાય છે.

૩૫ **આંખો ઉઠી આવવી:**—ચીમડના પીળાં બી (બીજ) કાઢી થાળી નીચે દેવતા રાખી શેકવા અને વાટવા; વાટતી વખતે અંદર જરા વડાગરા મીઠાની કટકી તથા છાશનું ટીપું નાંખવું. વાટીને કપડાથી બારીક ચાળી નાખવું અને આંખમાં તેનું ભરણુ ભરવું. ત્રણ દિવસ સુધી આ મુજબ ભરણું ભર્યાથી આંખનું લોહી તુટી

જાય છે અને આંખ સાફ થઇ જાય છે ભરણુ હમેશાં રાત્રિના નવ વાગ્યા પછી ભરવું.

૩૬ **આંખનું ફુલુ:**—ચીનાઇ સાકર તથા સાબર શીંગડાને પાંચ સાત લીંબુના રસમાં ઘસી દરરોજ આંખમાં આંજવાથી ફુલું કપાઇ જશે.

૩૭ **આંખની ગરમી:**—કાળા મટોડાને મીઠા પાણીની અંદર પીગળાવી માવા જેવું બનાવવું. તે માવાને મલમલના કકડા ઉપર મૂકી લેપ જેવું કરવું. તે લેપને કકડા સાથે બન્ને આંખના પોપચાં ઉપર મૂકી સુકાય ત્યાં સુધી રહેવા દેવું. આમ કરવાથી આંખનીગરમી ચૂસાઇ જઇ ઠંડક વળે છે.

૩૮ **આમવાત:**—રાસના, ગળો, સુંઠ, દેવદાર, દશમુળ, ઇંદ્રિજવ, એ સઘળાનો કવાથ કરી તેમાં એરંડીયું ૧૦ માસા નાખી પીવાથી આમવાયુને તોડી નાંખે છે; અથવા ગળો તથા સુંઠનો કવાથ પણ આમવાયુને દૂર કરે છે.

૩૯ **આંતસ:**—પાણીમાં સાકર તથા મધ નાખી પીવાથી આંતસ મટી જાય છે.

૪૦ **આંગળીઓ તથા પગનો ધુજારો:**—ઝેર કોચલાને પાણીમાં ઉકાળી તેના છાલ કાઢી નાખવી અને ઘીમાં તળવા. આ ઘીમાં તળેલ ઝેરકોચલા, અફીણ, મરી એ ત્રણે વસ્તુઓ સમભાગે લઇ તેને ખાંડી બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણ દરરોજ સવારે ફક્ત એક રતીભાર ખાવાથી આંગળાં, પગ તથા હાથનો ધુજારો બંધ પડે છે અને શરીરમાં જણાતી કળતર દૂર થાય છે.

૪૧ **આંબલ (આમણ):**—કેવડાની જડ અથવા મુળીયાંને ખાંડી તેનો રસ કાઢી તેમાંથી એક ચમચો લઈ અને તેટલુંજ ચોખ્ખું ઘી મેળવી મલમ બનાવી આંબળ ઉપર લગાડવાથી બહાર નીકળેલી આંબળ ચડી જાય છે.

૪૨ **આંચકી:**—કાઇમાનના બીનો ભૂકો ફક્ત એક રતીભાર થોડા દિવસ લેવાથી આંચકા, એંચતાણ અને હીસ્ટીરીઆ મટે છે.

૪૩ **આંચકી:**—લસણની કળી નંગ ૪થી૫ અને ચોખી હીંગ ૧।। આનીભાર લઇ બન્નેને ખાખરી કરી એક ઝીણા કપડામાં પોટલી બાંધવી ને તે દરદીને સુંઘાડયા કરવી જેથી તે શુદ્ધિમાં આવશે જો વધારે શરદી જણાય તો ચણા જેટલી હીંગ લઈ પાણીમાં મેળવી દરદીને પાઈ દેવી તેથી દરદી હોશીઆર થશે,

૪૪ **આંચકી:**—અરણીમૂળ, છોટાગોખરૂ, છોટી ભોરીંગણી, ટેકુમૂળ, ઝીંગરાગો, ખાપરો, પીઠવણ, બાલીમૂળ, મોટી ભોરીંગણી, શીવણ-મૂળ, સાલવણ—આ ચીજોને સરખે વજને લઇ તેમાંથી બે તોલા લઇ બત્રીસ તોલા પાણીમાં નાખી ઉકાળવું. જ્યારે આઠ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી લઈ તે પાણી ઠંડું કરી પી

જવું. આ મુજબ સવાર સાંજ દરરોજ બબ્બે તોલાને ઉકાળી પાણી પીવાથી આંચકી ધનુર અને શુળને ઘણોજ ફાયદો થાય છે.

૪૫ **આધાશીશી:**—અરીઠાની છાલને પાણીમાં ઘસી તે ઘસારાને સુંઘવું જેથી આધાશીશી મટી જાય છે.

૪૬ **આધાશીશી:**—નગોડના પાન ત્રણ લીલાં તથા શુદ્ધ હીંગ વાલ ૨ લઈ પાણી સાથે વાટી કપડામાં પોટલી કરી નાકમાં ટીપાં પાડવાથી આધાશીશી મટી જાય છે.

૪૭ **આધાશીશી:**—ચારથી આઠ દિવસ સુધી દરરોજ સવારે કાળી દ્રાક્ષને પાણીમાં આખી રાત પલાળી તે પાણી દ્રાક્ષ સુદ્ધાંત કપડામાંથી ગાળીને પીવાથી આધાશીશી તેમ હમેશ દુખતું માથું મટે છે.

૪૮ **આધાશીશી:**—ધોળી ગરણીના મૂળને ઘસી નાકમાં ટીપાં નાંખવાથી આધાશીશી મટે છે.

૪૯ **આધાશીશી:**—મરીના દાણા ૩ તથા તુલસીનાં પાંતરાં ૩ ને ભેગાં વાટી ઝીણા કપડામાં પોટલી બાંધવી પછી તે પોટલી પાણીમાં બોળી સુંઘવાથી માથું દુખતું નરમ પડે છે.

૫૦ **એકાંતરીઓતાવ:**—અરડુસી, પટોળ, ત્રિફળાં, દ્રાક્ષ, ગરમાળાનીસીંગ, લીંબડાની અંતર છાલ એ ઔષધો સરખા વજનથી લઈ કવાથ બનાવી મધ અને સાકર નાખી પીવાથી તાવનો નાશ થાય છે.

૫૧ **એકાંતરીઓ તાવ:**—રતાંજલી, ધાણા, સુંઠ, વીરણાવાળો, પીપર, મોથ એ ઔષધોને સમાન લઈ દવા કરતાં ચાર ગણું પાણી લઇ કવાથ કરી સાકર અને મધ નાખી પીવાથી એકાંતરીઓ તાવ મટી જાય છે.

૫૨ **એકાંતરીઓ તાવ:**—કાળાં મરી તોલા ૫ અને અજમો તોલા ૫ એ બન્નેને ખોખરાં કરી, ૧ાા શેર પાણીમાં ઉકાળવાં. પાશેર પાણી રહે

ત્યારે ઉતારી ગાળી કાઢવું. આ દવા દિવસમાં બે ત્રણ વખત પાવી ચોખું મધ હોયતો દરેક વખતે જરા જરા નાંખવું.

૫૩ ઓડકાર:—પીપર તોલા ૫ ને ઝીણી વાટી કપડછંદ કરી રાખવી; તેમાંથી ૩ વાલ લઇ એક ચમચા સાકરના પાણી સાથે સવાર સાંજ બે વખત લેવાથી ઓડકાર આવતા બંધ થાય છે.

૫૪ ઓડકાર:—બીજોરાંનો રસ તોલા ૨ાા મધ તોલો ૧ સંચળ વાલ ૨ એ ત્રણ ચીજોને સાથે મેળવી તેના ત્રણ ભાગ કરી દિવસમાં બે ત્રણ વખત પાવાથી ઓડકાર મટશે.

૫૫ આફરો:—અજમો, જીરૂ, પીપર, મરી, શાહજીરૂ, સુઠ, સિંધાલુણ, હીંગ શેકેલી એ સઘળી ચીજોને બરાબર ભાગે લઇ ખાંડી બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણ દરરોજ અરધા તોલાથી પોણા તોલા સુધી ખાવાથી આફરો અજીર્ણ, પેટનો દુખાવો તથા અપચો નષ્ટ થાય છે.

૫૬ **આફરો:**—પીપર, મરી, સુંઠ એ ત્રણે વસ્તુઓને સરખે વજને લઈ તેને બારીક ખાંડી ચૂર્ણ બનાવી દરરોજ પા તોલા બાર ખાવાથી આફરો, અજીર્ણ તથા પેટનો દુખાવો મટે છે.

૫૭ **ઇંદ્રિય જુલાબ:**—એલચી તોલો ૧ રેવંચ્યુની તોલો ૦||, સાકર તોલા ૪, આ ત્રણે ચીજોને ખાંડી બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણના ત્રણ સરખાં પડીકાં કરી ત્રણ દિવસ સુધી દરરોજ એક એક પડીકું ગાયના દૂધ શેર એક સાથે પીવું. આથી પીશાબ પુષ્કળ છૂટે છે. કોઇપણ જાતની ધાતુપુષ્ટ દવા શરૂ કર્યા પહેલાં આ ઇંદ્રિય જુલાબ જરૂર લેવો જોઇએ.

૫૮ **ઇંદ્રિયનું વાંકું વળી જવું:**—કોઇ પણ કારણથી ઈંદ્રિય વાંકીવળી જાય ત્યારે અડધી રતીભાર અફીણ અને બે રતીભાર ચોખ્ખા કપૂરની ગોળી કરી ખાવી. આ પ્રમાણે સવાર, બપોર અને રાત્રિના એક એક ગોળી ખાવાથી થોડા દિવસમાં ઇંદ્રિય સીધી થાય છે.

૫૯ **ઉંદરનું ઝેર:**—જે જગ્યા ઉપર ઉંદર કરડી ગયો હોય તે જગ્યા ઉપર ઉંદરની લીંડી ઘસી ચોપડવાથી જખમ જલદીથી રૂઝાય છે અને ઉંદરનું ઝેર ચઢતું નથી.

૬૦ **ઉંદરના ઝેરથી બગડેલું લોહી:**—અંકોલના લાકડાને ઘસી પીવાથી ઉંદરનું ઝેર નાશ પામે છે. ઉંદરના ઝેરથી બગડેલું લોહી સાફ થાય છે અને ચાંદા બેસી જાય છે.

૬૧ **ઉંદરના કરડવાથી પડેલાં ઘારાં:**—અંકોલના લાકડાને ઘસી ઉંદરના ઘારાં ઉપર ચોપડવાથી ઘારાં જલદીથી રૂઝાય છે.

૬૨ **ઉંઘ આવવી:**—બદામની મીંજ તથા દુધીનાં બીજ સરખે ભાગે લઈ તે બે ચીજોના વજન જેટલી ખસખસ લઈ ખૂબ ઝીણું વાટી શેર ૦॥ પાણીમાં ગાળી નાખવું. તેમાં એક તોલો સાકર નાંખી સુતી વખતે પીવું જેથી ઉંઘ આવે છે.

૬૩ **ઉંદરવાઃ**—ઉંદરકાનીનો રસ એકથી બે તોલા દરરોજ સવારના પીવાથી ઉદરવા ઘણી જલદીથી મટી જાય છે.

૬૪ **ઉંદરીઃ**—કપૂર તોલા ૪, કુવાડીઆનાં બી તોલા ૪, ગંધક તોલા ૪, હરતાલ તોલા ૪, ટંકણ તોલા ૨, બાબચી તોલા ૨, મનશીલ તોલા ૨, મોરથુથુ તોલા ૨, આ સઘળાંને ખાંડી બારીક કરી અંદર લીંબુનો રસ નાખી લેપ કરવો. આ લેપથી ઉદરી તથા દાદર થોડાજ દિવસમાં મટી જાય છે.

૬૫ **ઉંદરીઃ**—હાથી દાંતનાં વ્હેરની ભસ્મ, ગાડરનું દૂધ અને રસવંતીનો લેપ કરવાથી કુદરતી વાળ ઉગવાનો જ્યાં સંભવ નથી ત્યાં વાળ ઉગે તો પછી તાલ પડેલા સ્થળે તુરત ઉગે એમાં જરા શંકા લેવાનું કારણ નથી.

૬૬ **ઉંદરીઃ**—ગોખરૂ, તલનાં ફુલ, અને ઘી તથા મધ સરખાં લઇ માથા ઉપર લેપ કરે તો ઉંદરી મટી જઇનવા વાળ સારી રીતે આવે છે.

૬૭ **ઉંદરી:**—અફીણને લીંબુના રસમાં મેળવી ઉંદરી તથા દાદર ઉપર લગાડવાથી ઉંદરી તથા દાદર મટી જાય છે.

૬૮ **ઉદાસી:**—અરકુસી, પીપર, બ્રાહ્મી, વજ, અને હરડે એ પાંચે ચીજોને સરખે વજને લઇ, ખાંડી બારીક ચૂર્ણ કરી—એ ચૂર્ણને સવાર સાંઝ ૦।, ૦। તોલાભાર ખાવાથી મનની ઉદાસી મટે છે તથા મન અતિ આનંદમાં રહે છે.

૬૯ **ઉધરસ:**—સાકર તોલા ૧૬, વાંસકપૂર તોલા ૮, પીપર તોલા ૪, એળચી તોલા ૨. તજ તોલો ૧ એ પ્રમાણે વજન લઇ સઘળાંને ખાંડી બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણ દરરોજ બે ત્રણ વખત બે આનીથી પાવલીભાર સુધી મધમાં લેવાથી દરેક જાતની ઉધરસ, દમ. બડખામાં પડતું લોહી અને પડખામાં નીકળતા શૂળ વગેરે દરદોમાં પણ ઘણોજ ફાયદો થાય છે. અનાજ પણ જલદી પચે છે.

૭૦ ઉધરસઃ—અજમોવાલ ૧૬ (તોલો ના) સિંધાલુણ વાલ ૪, આકડાના રવછડા વાલ ૪, અફીણું વાલ ૧, આ ચારે વસ્તુને બરાબર મેળવી એક એક વાલની ગોળી વાળવી. આ ગોળી દરરોજ સવારે તથા રાત્રિએ સુતી વખતે એક એક લેવાથી ઉધરસ તથા ઠાલી ઉધરસ બેસી જાય છે. દમને ફાયદો થાય છે અને રક્તપિત્ત મટી જાય છે.

૭૧ ઉધરસઃ—જેઠીમધના શીરાનો કટકો મોઢામાં રાખી તેનો રસ ઉતારવાથી ઉધરસ તેમ ઠાલી ઉધરસ મટે છે.

૭૨ ઉધરસઃ—ખાવાના પાનમાં સિંધાલુણની કટકી નાખી મોઢામાં રાખી રસ ઉતારવાથી ફાયદો થાય છે.

૭૩ ઉધી ( ઉધ્રાઇ ):—કપડાં અથવા ચોપડીઓનો ઉધી અથવા બારીક જંતુઓથી

નાશ થતો અટકાવવા કપડાં તેમ ચોપડીની અંદર કાળી જીરી છાંટવી.

૭૪ ઉનવા:—તકમરીઆ તોલા ૨, સાકર તોલા ૪, પાણી તોલા ૨૮ આ ત્રણે ચીજો ત્રણ કલાક સુધી પલળવા દેવી. પલળ્યા પછી તે પાણી પીવાથી ઉનવાની બળતરા શાંત થાય છે.

૭૫ ઉનવા:—બળદાણા અથવા બહુફળી એક તોલો લઈ પાણીમાં પલાળી પીવાથી ઉનવા પ્રમેહ (પરમો) તથા તણખીઆની બળતર શાંત થાય છે.

૭૬ ઉપદંશ:—આંકડાનું મૂળ તોલો ના, ગળો તોલા ૪, લીમડાની અંતર છાલ તોલા ૪, આ ત્રણે ચીજોને સુકવી તેને ખાંડી બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણ દરરોજ સવારના પા તોલાભાર ખાવાથી ઉપદંશ, શરીરમાં લોહીનું બગડી આવવું શરીર ઉપર ચાઠાં વિગેરેનું ઉઠી આવવું તથા ખરજવું, ગુમડાં વિગેરે થઇ આવે છે તેને ફાયદો કરે છે.

૭૭ **ઉબકો:**—કીડામાર બારીક પા તોલાથી અડધા તોલા સુધી લેવાથી ઉબકો બેસી જાય છે

૭૮ **ઉલટી:**—તુલસીના ૦। ભાર રસમાં બેઆનીભાર ગોપીચંદન મેળવી પીવાથી ઉલટી મટી જાય છે. એક વાર પીવાથી ન મટે તો બીજી વાર પીવી.

૭૯ **ઉલટી:**—કીડામારને પાણીમાં વાટી પીવાથી ઉલટી બંધ થાય છે. તજ ચાવવાથી પણ ઉલટીને ફાયદો થાય છે.

૮૦ **ઉલટી:**—બે તોલા વરીઆળીની પોટલી પાણીમાં રાખી મૂકવી. સાદું પાણી પીવાને બદલે આ પાણી પીવાથી ઉલટી બેસી જાય છે.

૮૧ **ઉલટી:**—એલચી તોલો ૧।, મોથ તોલો ૧, નાગકેસર તોલો ૦।।, પીપર તોલો ૦।।, રતાંજળી તોલો ૦।।, રાળ તોલો ૦।।, લવીંગ તોલો ૦।।, આ સઘળાને ખાંડી બારીક ચૂર્ણ કરી ત્રણથી ચાર વાલ લેવાથી ઉલટી આવતી બંધ થાય છે.

૮૨ **કખવો:**—ફક્ત ત્રણથી ચાર દિવસ સુધી ગેરૂનો લેપ કરવાથી કખવો નાબુદ થાય છે.

૮૨ **કચ્ચર:**—શરીરનાં કોઇ પણ ભાગમાં કાંઇ પણ વાગવાથી સોજો ચઢી દુઃખાવો થતો હોય તો અશેળીઓ. ઇસસ, ગુગળ અથવા મેંદા લાકડીનો લેપ કરવાથી ફાયદો થાય છે.

૮૪ **કફ:**—ખડસલીઓ, નાગરમોથ, નેત્રવાળો, પીત પાપડો, રતાંજળિ, વાળો, સુંઠ, આ સર્વે ચીજો સરખે વજને લઇ તેની એક પોટલી બાંધી પાણીમાં રાખી મૂકવી. આ પાણી પીવાથી છાતીનો કફ, પરૂ તથા લોહીવાળા બળખા, ઉધરસ તથા ઉધરસથી છાતીનું ઘસાવું નાબુદ થાય છે.

૮૫ **કમરનો દુખાવો:**—મોટી હરડે દૂધની સાથે પીવાથી કમરનો દુખાવો દૂર થાય છે.

૮૬ **કમરનો દુખાવો:**—ઘોડાઆસધ તથા લીંડીપીપર પોણો પોણો તોલો લઇ તેનો

ઉકાળો કરવો. આ ઉકાળો મધ અને ઘીની સાથે ઘેવાથી કમર દુખતી મટે છે અને શરીરની સુસ્તી તથા હાથપગની કળતર દૂર થ.ય છે.

૮૭ **કમરની પીડાઃ**—બહુફળી અરધાથી એક તોલો લઈ દૂધમાં નાખી, ઉકાળી તે દૂધ પીવાથી કમરની પીડા, કળતર નબળાઇ તથા અશકિત નાશ પામે છે.

૮૮ **કમર મજબુત કરવીઃ**—કમરકસના બીને પાણીમાં પલાળી પીવાથી કમર મજબુત થાય છે અને પ્રમેહમાં પણ ફાયદો થાય છે.

૮૯ **કમરનો દુખાવોઃ**—'યુકલીપ્ટસ'નું તેલ દુખતા ભાગપર ખૂબ મસળવું. ત્યાર પછી ફલાલીનના કકડાથી ગરમપાણીનો શેક કરવો. એ પ્રમાણે અવારનવાર કરવાથી દરદીને આરામ થાયછે.

૯૦ **નોટઃ**—અતિ તીખા અને ખાટા પદાર્થો ખાવાથી રક્તમાં વિકાર ઉત્પન્ન થઇ ચામડી, આંખ તથા નખ પીળાં પડી જાય છે તેમ શરીરમાં ધીમે ધીમે અશક્તિ આવતી જાય

છે; અન્નપાચનક્રિયા મંદ પડે છે; આવાં ચિન્હો દેખાય ત્યારે કમળો થયો જાણવો.

**કમળો:**—કડવું તુરીઉં જે જંગલમાં થાય છે અને ૫, ૬ ઇંચ જેટલું લાંબુ હોય છે તેવું એક સુકું તુરીઉં ગાંધીને ત્યાંથી લાવી અડધા ઇંચ જેટલું કાપી લઈ તેને (અડધા ઇંચને) ખરલમાં બોખરૂં કરી પાશેર પાણીમાં એક કાચના વાસણમાં આખીરાત પલાળી રાખવું. સવારે એ પાણી કપડાંથી ગાળી લઇ દરદીને પાવું. પાણી પીધાથી દરદીને ઉલટી થશે અને બે ચાર દસ્ત પણ થઈ જશે પણ તેની ચિંતા કરવી નહિ.

**પથ્ય:**—ખાવામાં કેવળ બાફેલા ચોખા, તુવેરની દાળ, સાબુચોખાની કાંજી, અને અન્ય સાત્વિક પદાર્થો બાફેલા રૂપમાંજ લેવાં. તળેલું કાંઇ પણ લેવું નહિ. મીઠું તથા હળદર પણ વ્યાધિદરમ્યાન વર્જ્ય ગણવાં.

૯૧ **કમળો:**—પાપડીઓ ખાર ૧ વાલ લઇ અગ્નિ ઉપર ફુલાવી લીંબુની એક ચીર લઇ

તેમાં ફુલાવેલી ભુકી નાખી ચૂસી જવી એમ ત્રણ દિવસ સુધી કરવાથી કમળો મટી જાય છે.

૯૨ **કમળો:**—આમળા, સોનાગેરૂ, હલદર એ ત્રણે વસ્તુઓને પાણીની અંદર ઘસી આંખમાં આંજવાથી કમળો દૂર થાય છે.

૯૩ **કમળો:**—લીંબુનો રસ મધની સાથે પીવાથી પણ કમળો મટે છે ગાજરનો ઉકાળો પીવાથી કમળાને ઘણોજ ફાયદો થાય છે.

૯૪ **કમળો:**—પિતફળ (ગાંધીની દુકાને મળી શકે) તેને ત્રણ કલાક સુધી પાણીમાં ભીંજવી રાખવાં ને તે પાણીમાંથી ૪–૫ ટીપાં દરદીના નકમાં નાંખવાં. આ ઉપચાર કર્યા પછી ૪–૫ કલાક પછી દરદીને ખીચડી અને ઘી ખાવા આપવું. તે પૂર્વે કાંઇ પણ વસ્તુ ખાવા આપવી નહિ.

૯૫ **કરોળીઓ:**—(મોંઢા ઉપર તથા શરીરના બીજા કોઇ પણ ભાગની ચામડી ઉપર

સફેદ ડાઘ પડે છે તે):—તુળસીના છોડના મૂળને વળગેલી મટોડી લઈ સવારના પહોરમાં વાસી મોંઢે તે મટોડી કરોળીઆવાળી જગા ઉપર દરરોજ ચોપડવી જેથી થોડાજ દિવસમાં ફાયદો જણાઇ આવશે.

૯૬ **કરોળીઆ:**—કાળા તલને કાળી જીરી સરખે વજને લઇ તેને ખાંડી બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણ દરરોજ પાવલી ભાર ખાવાથી કરોળીઆ મટે છે.

૯૭ **કરોળીઆ:**—રોટલાની વરાળ કરોળીઆ પર લગાડવાથી મટી જાય છે.

૯૮ **કળતર:**—બહુફળી અડધાથી એક તોલો લઇ દૂધની સાથે મેળવી પીવાથી શરીરમાં જણાતી કળતર દૂર થાય છે.

૯૯ **કળતર:**—પીપળીમૂળનાં ગંઠોડાં ચારથી પાંચ નંગ લઈ તેને ખાંડી દરરોજ સવારના મધની સાથે ખાવાથી શરીરની કળતર દૂર થઈ જાય છે.

૧૦૦ કળતર:—ઝેરકોચલાને પાણીની અંદર બાફી તેની ફોતરી ઉતારી ઘીમાં તળવાં અને ખાંડી બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણ થોડા દિવસ સુધી દરરોજ સવારના બે થી ત્રણ રતીભાર ખાવાથી કળતર, નબળાઇ અને હાથ પગનું તુટવું વગેરે બંધ થાય છે.

૧૦૧ કાકડા:—ફટકડીના પાણીના કોગળા કરવાથી અને અકલકરો મોઢામાં રાખવાથી ગળાનો કાકડો મટે છે.

૧૦૧ (અ) કાનના ચસ્કા તથા શૂળ:—સલણનો રસ કાઢી સેજસાજ ગરમ કરી કાનમાં નવાખથી કાનમાં થતું શૂળ તથા ચસ્કા નરમ પડે છે.

૧૦૨ કાનના ચસ્કા:—અફીણનું ટીપું કાનમાં નાખવાથી કાનના ચસ્કા તથા શૂળ બંધ થાય છે.

૧૦૩ કાનના ચસ્કા:—ડુંગળી-કાંદા (પ્યાઝ) ના રસમાં ગુજરને કકડાવી તેનું ટીપું કાનમાં નાંખવાથી કાનનું શૂળ તથા ચસ્કા બેસી જાય છે.

૧૦૪ **કાનમાંથી નીકળતું પરૂં:**—ફટકડીના પાણીની પીચકારી કાનમાં મારીને તે ઉપર મરડા શીંગીનો ભૂકો છાંટવો જેથી પરૂ બંધ થઇ કાન સાફ થઇ જશે.

૧૦૫ **કાનનાં દર્દ:**—ગલગોટાના ફુલના છોડના પાંદડાંને છુંદી રસ કાઢી કપડાથી ગાળી સહેજ ગરમ કરી તેનાં ટીપાં કાનમાં નાખવાથી કાન દુખતો મટી જશે.

૧૦૬ **કાનમાં દુખવું:**—કાન દુખતો હોય ને આસપાસથી ખેંચાઇ અંદર ચસકા મારતા હોય ત્યારે લીમડાનાં પાંતરાંને ચાળણીમાં નાંખી તેમાં ખળખળતું ગરમ પાણી રેડવું જેથી પાંદડાં બફાઇ જશે. પછી તેને એક સ્વચ્છ કકડામાં મૂકી તે વડે કાનની આસપાસ સેક કરવો જેથી દરદ નરમ પડશે.

૧૦૭ **કાનમાં દુખવું:**—તુલસીનાં પાંદડાં લઇ તેને છુંદી રસ કાઢવો. એ રસનાં ૫ થી ૭ ટીપાં કાનમાં નાખવાથી દરદ તરત નરમ પડશે.

**૧૦૮ કાનના ચસકા તથા સોજો:—** કાનમાં ચસકા મારતા હોય અને કાનની આસપાસ તથા નીચે સોજો જણાતો હોય તો કડવી જીરી તોલા ૨ અને કાળાં મરી દાણા ૨૦ લઇ બન્નેનો બારીક મેદા જેવો ભૂકો કરવો. એ ભૂકાને કલાઇવાળા વાસણમાં નાખી અંદર થોડું પાણી રેડવું. પછી તેને ગરમ કરી કાનની આસપાસ ગરમ ગરમ ચોપડવું.

**૧૦૯ કાનમાં થતો અવાજ:—**અખરોડ ખાવાથી તથા કાનમાં પુંમડા રાખી મૂકવાથી કાનમાં થતો અવાજ દૂર થશે.

**૧૧૦ કૃમી:—**પીતપાપડાને પાણીમાં રાખી ટાંક ૧ ભાર લઈ તેમાં મધ ટાંક બે નાખી પાંચ દિવસ સુધી પીઓ તો કૃમીનો નાશ થશે.

**૧૧૧ કૃમી:—**લીમડાંના પાંદડાંનો રસ ટાંક ૧૦ મધ સાથે મેળવી ૭ દિવસ સુધી પીવાથી કૃમીનો નાશ થાય છે.

૧૧૨ કૃમી (કરમ–જીવડાં):—કપીલો, જવખાર, વાવડીંગ, સુંચળ, હીમજ આ પાંચે ચીજોને સરખે વજને લઇ, ખાંડી બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણ બેઆનીથી પાવલીભાર અર્ધા તોલા ગોળની સાથે લેવાથી પેટનાં કૃમી ઝાડા વાટે નીકળી જાય છે અને પેટમાં થતો ગડગડાટ બેસી જાય છે.

૧૧૩ કરમ:—કાચકાના છોડનાં પાંદડાંનો રસ કાઢી બચ્ચાને બે આનીભાર અને મોટાને પાવલીભાર આપવાથી કરમ પડી જશે.

૧૧૪ કરમ:—અજમોદ, વાવડીંગ અને બાવળની છાલ સરખે ભાગે લઇ, બારીક ચૂર્ણ કરી તે ચૂર્ણ કપડછંદ કરી લેવું. એ ચૂર્ણની ચાર વાલની પડીકી બાંધવી. દરદીને સવાર, બપોર તથા સાંજના એકેક પડીકી ઠંડા પાણી સાથે આપવી, તેમ એજ ભૂકીને ઠંડા પાણી સાથે મેળવી દરદીના કપાળ ઉપર લેપ કરવો.

૧૧૫ કરમ:—ફુદનાનો રસ તોલો ૧ લઈ તેમાં ઇંદ્રિજવનો બારીક ભૂકો વાલ પાંચ નાંખી બન્નેને એક રસ કરવું. એક રસ થયા પછી હીંગ ત્રણ વટાણાના વજન જેટલી નાખી ખરલમાં ખૂબ ઘુંટવું. બચ્ચાંને નાની ચમચી જેટલું અને મોટાને મોટા ચમચા જેટલું દિવસમાં બે વખત આપવું.

૧૧૬ કરમ:—કપૂર તોલો ૧ અને કેસર તોલો ૦॥ લઈ બન્નેને ખલ કરવાં. પછી ગોળમાં મેળવી વાલ ૪ જેટલું સવારે ખાવા આપવું. આરામ થતાં સુધી સવાર સાંજ એ પ્રયોગ ચાલુ રાખવો.

પથ્ય—કરમવાળા દરદીને મીઠાશવાળા પદાર્થો, દુધ તથા તેલવાળી ચીજો ખાવા આપવી નહિ.

૧૧૭ કોઢ:—કાળીજીરી ચાર ભાગ, ત્રીફળાં એક ભાગ, હરતાળ એક ભાગ, આ ત્રણે વસ્તુઓને ગૌમૂત્રની અંદર વાટી લેપ કરવાથી કોઢ તથા ચિત્રીને ફાયદો થાય છે.

૧૧૮ કોઢઃ—ગંધકનો અરક કાઢી ૫—૭ દિવસ સુધી લગાડવો અને ઉપર સીસાનો ભૂકો ભભરાવવો. ચાંદાં જલદી રૂઝાઈ કોઢ મટી જશે.

૧૧૯ કોઢઃ—કુવાડીઆનાં બી, વાવડીંગ, આંબા હલદર, રીંગણીનું મૂળ, આંકડાનુ દૂધ, સિંધાલૂણ, દારુ હલદર, વછનાગ, દરેક સરખે ભાગે લઇ વાટી પાણી સાથે મેળવી જ્યાં જ્યાં સફેદ ચાઠાં હોય ત્યાં લગાડવાથી તેમજ તેલ મરચું, ખટાશ એવી ચીજ નહિ ખાવાથી કોઢ મટી જાય છે.

૧૨૦ કોઢઃ—આંકડાનું છીર, ગોળ, ચીત્રક, ચોરનું છીર, દાંતીમૂળ, ભીલામું, સિંધાલૂણ, હીરાકશી, આ આઠે ચીજો સરખે ભાગે લઇ તેને વાટી લેપ તૈયાર કરવો. આ લેપ કોઢ ઉપર અકસીર છે.

૧૨૧ કોઢઃ—ગરણીના બીને વાટી કોઢ ઉપર લગાડવાથી સફેદ કોઢના ડાઘ ઝાંખા પડે છે.

૧૨૨ કોઢઃ—હરતાલ તોલો ૧, આમળાં તોલા ૨, બાબચી તોલા ૪, આ ત્રણે ચીજોને બારીક ખાંડી કપડાથી ચાળીને ગૌમૂત્રની અંદર મેળવી લેપ કરવો. આ લેપ કોઢ ઉપર લગાડવો. જરૂર ફાયદો થશે.

૧૨૩ કોઢઃ—બાબચીનાં બી બે આનીથી પાવલીભાર ખાવાથી અને બાબચીનું તેલ કોઢ ઉપર લગાડવાથી કોઢ મટે છે. મેંદીના પાનનો ઉકાળો પીવાનો ચાલ રાખવાથી પણ કોઢમાં ફાયદો થાય છે.

૧૨૪ કોઢઃ—ગાયનું ચોખું દૂધ ૦। શેર લઈ તેમાં શુદ્ધ કરેલો આમલસારો ગંધક તોલા ૦। થી ૦॥ સુધી મેળવી દરરોજ સવારે પાઈ દેવું. એ પ્રમાણે માસ એક તથા તેથી પણ વધુ વખત એ ઔષધનું સેવન કરવાથી ચામડીના રંગમાં ફેર પડે છે. જરા જરા સફેદી ઉપર રતાશ પકડશે. વાયડા પદાર્થો બિલકુલ ખાવા નહિ.

૧૨૫ કંઠમાળઃ—સરપંખાના મૂળને ગાયના મૂત્રમાં ઘસી ચોપડવાથી કંઠમાળ નાબુદ થાય છે.

૧૨૬ કંઠમાળઃ—વરણાનો કાઢો કરીને મધની સાથે પીવાથી કંઠમાળ બેસી જાય છે.

૧૨૭ કંઠમાળઃ—અજમો, આમળા, એલચી, ગોખરૂ, ચવક, ચિત્રક મુળ, કુલીંજન, જંવખાર, જીરૂ, તજ, તમાલપત્ર, તાલીસપત્ર, દેવદાર, ધાણા, નાગરમોથ, પીપર, પીપળીમૂળ, બહેડાં, મરી, રાસ્ના, વરીઆળી, વાવડીંગ, વાળો, સુંઠ, સિંધાલુણ, હરડે, એ સઘળી વસ્તુઓ સરખે વજને લઇ તેની બરોબર ગુગળ નાખી તેની અંદર ઘી નાખી ખૂબ હલાવવું અને ચાળીસ કલાક સુધી એમજ રાખી આ દવા સવારે અને સાંજે પા પા તોલા ભાર ખાવાથી કંઠમાળ (ગંઠમાળ પણ કહે છે) નાશ પામે છે.

૧૨૮ કીડઃ—એ રોગ હાથનાં તેમ પગનાં આંગળાંમાં અને શરીરના કોઇ ભાગ ઉપર પણ

થાય છે. આખો દિવસ બેસી પગ ઝુલતો રાખ-
વાથી હાથ ને પગનું લોહી ઉપરથી નીચે ઉતરી
જમાવ થાય છે. તેમાંથીજ આ વ્યાધિનું મૂળ
ઉદ્ભવે છે. પગના વેડામાં પરસેવો થયો હોય ને
તે જો સાફ નહિ કર્યો હોય તો તેમાં ઝીણાં ઝીણાં
જન્તુઓ પેદા થાય છે. વેડા ફાટી કીડ થાય
છે. તે વખતે એટલું બધું ખજવાળાય છે કે
લોહી પણ નીકળે છે ને ત્યાંથી ચામડી ઉખડી
જઈ અગન બળે છે. એ રોગ ઘણું કરીને
મરચાં તથા ખટાશ અતિશય પ્રમાણમાં ખાનારને
થાય છે. ઉપાયઃ—ઘોડાનું મૂત્ર (ઘોડો તબેલામાં
ઘણા વખતથી બાંધેલો હોય ને તે ત્યારપછી
પીશાબ કરે તે) બાટલીમાં ભરી રાખવું. એક
કપડાનો કકડો લઇ તે મુતરથી થોડો ભીંજવવો
ને જે જગાપર કીડ થતી હોય તે જગા ઉપર
એ કકડાથી લગાડવું. એ મુજબ લગાડવાથી
ઘણું ચચરશે પરન્તુ તે સહન કરી લેવું. બે
કલાક થયા પછી ઠંડા પાણીથી સાબુ લઈ શરીર

સાફ કરી નાંખવું. એ પ્રમાણે બે ચાર દિવસ કરવાથી કીડ મટી જશે.

૧૨૯ કીડ:—હળદરની બારીક ભૂકી કરી તેમાં કાંદનો રસ તથા જરા પાણી રેડીને બધુ એકરસ કરવું, અને જે જગાપર કીડ થઈ હોય તે જગા ઉપર લગાડવું.

૧૩૦ કીડ:—કળીચુનો તથા એરંડીયું તેલ એ બન્નેને મેળવી મલમ બનાવવો અને જ્યાં કીડ થઇ હોય ત્યાં અવારનવાર ચોપડવો.

૧૩૧ કીડ:—સુખડનું તેલ તોલો ૧ અને કાગદી લીંબુનો રસ તોલા ૩ એ બન્ને જણસોને મેળવી કીડવાળી જગ્યાએ ભરવાથી કીડ નરમ પડશે.

૧૩૨ કીડ:—કાળી અથવા લાલ મટોડી (માથું સાફ કરાવામા આવે છે તે) પાણીમાં ભાંજવી જ્યાં કીડ લાગતી હોય ત્યાં લગાડવી. તેથી કીડ નરમ પડશે.

૧૩૩ કીડ:—અમલસારો ગંધક ૩ તોલા, સાકર તોલો ૧એ બન્નેને બારીક વાટી પાણીમાં મેળવી જે ભાગો પર કીડ થઇ હોય ત્યાં ચોળવાથી કીડ મટી જાય છે.

૧૩૪ કોલેરા (કોગળીઉ):—હીંગ તોલા ૩, કાળાં મરી તોલા ૨, અફીણ તોલો ૧, જાયફળ તોલો ૧, જાવંત્રી તોલો ૧, અજમાનાં ફુલ તોલો ૦॥ એ બધી વસ્તુઓને બારીક ખાંડી લીંબુના રસમાં ઘુંટવી. પછી ઝીણી ઝીણી ગોળી બનાવી દિવસમાં એથી ત્રણ વખત લેવાથી કોલેરા શાંત પડે છે.

૧૩૫ કોલેરા:—લસણ, સિંધાલુણ, ગંધક, જીરૂ, સુંઠમરી, પીપર અને હીંગ એ સર્વે ચીજોને સરખે વજને લઈ ખાંડી બારીક ચૂર્ણ કરવું, તે ચૂર્ણને તોલા ૦॥ જેટલું લઇ લીંબુના રસમાં મેળવી દરદીને ખાવા આપવું. જોગ્ય જણાય તો બીજી વખત પણ આપવું.

૧૩૬ કોલેરાઃ—(સુંઠ, મરી, પીપર) ૨ તોલા, ચીત્રક તોલા ૨, સિંધાલુણ તોલા ૨, અજમો તોલા ૨, જીરૂ તોલા ૨, સંચળ તોલા ૨, એ સર્વે પદાર્થોને કુટી કપડછંદ કરી તેમાં હીંગ ચોકખી તોલો ૦। નાખી ખલમાં એકત્ર કરવાં. એ ચૂર્ણમાંથી તે.લો ૦।। લઇ તેમાં છાશ તોલા ૨ મેળવી દરદીને આપવું. એમ એક બે વખત કરવાથી વામીટ બંધ થઈ જશે.

• ૧૩૭ કોલેરાઃ—જીરૂ, એક કળીનું લસણ, સુંઠ, ગંધક, સિંધાલુણ, મરી, પીપર અને શેકેલી હીંગ એચીજો સમાન વાટી લીંબુના રસની ભાવના દઇ ગડબોર જેવડી ગોળી વાળી એક પાણી સાથે લેવાથી કોલેરા નાબુદ થાય છે.

૧૩૮ કોલેરાઃ—જાવંતરી, લવીંગ, એલચી એ દરેક એક તોલો લઇ ૦।। તોલો અફીણ સાથે મેળવી ખૂબ બારીક વાટી શીશી ભરી રાખવી ઉલટી અને ઝાડો બંધ થતાં સુધી તે

ભુકીમાંથી એક વાલ દર કલાકે આપવું તેથી
કોલેરા મટી જશે.

૧૩૯ કોલેરા:—આસલીનાં સુકાં પાંદડાં
હરડેદલ, ત્રિકટુ (સુંઠ, મરી, પીપર,) સિંધાલુણ
વડાગરૂં મીઠું, વાવડીંગ, જીરૂ, શાહજીરૂ, અજમે
અને સચળ એ સર્વે વસ્તુઓને સરખે ભાગે
કૂટી કપડછંદ કરવી. દરદીને ાા તોલા જેટલુ
ચૂર્ણ ઘીમાં મેળવીને ખવડાવવું. ઘીની જગ
છાસમાં મેળવીને પણ આપી શકાય. વામી
બંધ થતાં સુધીમાં કલાકે કલાકે એ ચૂર્ણ ઘીન
સાથે ચટાડવું.

૧૪૦ કોલેરા:—સુંઠ તોલા ૫, પીપર તોલ
૭, સંચળ તોલા ૨, અજમો તોલા ૭, મી
તોલા ૨, આમળાં સૂકાં તોલા ૨ એ સવે
ચીજોને ખાંડી કપડછંદ કરી તે ચૂર્ણ એ
શીશીમાં ભરી રાખવું. દરદીને તોલા ાાથી
સુધી ઉમ્મર પ્રમાણે છાશની ઉપરના પાણીમ
નાંખી ખવડાવવું.

૧૪૧ ખરજવા-નું:—ફટકડી તથા મોરથુથુનું પાણી કરી વારંવાર ધોઇ સુકવી નાંખવું પછી તેના ઉપર ડામર ચોપડી છાણાની રાખ ભભરાવી પાટો બાંધવાથી આરામ થશે.

૧૪૨ ખરજવા:—આકડાનું છીર તોલા ૪૦, મનશીલ તોલા ૫, મીઠું તોલા ૧૦, હલદર તોલા ૫, આ સઘળી વસ્તુઓને ત્રેથી ચાર ગણા પાણીમાં નાખી ધીમો ધીમો તાપ આપવો. જ્યારે સઘળું પાણી બળી જાય છે અને ફીણુ રહે નહિ ત્યારે બાકી રહેલું તેલ ઉતારી કપડાથી ગાળી લેવુ. આ તેલ લગાડવાથી ખરજવું અને ખસ નાબુદ થાય છે.

૧૪૩ ખરસવા:—મીઠુંતેલ તોલા ૭, મીણ તોલા ૫, ફાતરી ઉતારેલ કાકમારીના બી તોલા ૨. આ સર્વેને એક વાસણની અંદર ઉકાળવાં. જ્યારે સઘળું એક રસ થઇ જાય ત્યારે ઉતારી ઠંડુ કરવું. આ મલમ ખરજવા ઉપર લગાડવાથી ખરજવું જલદીથી મટે છે.

૧૪૪ **ખસઃ**—કુવાડીઆનાં બી તોલા ૧૨, બાવચીનાં બી તોલા ૪, ગાજરનાં બી તોલા ૨, આ ત્રણેને ખાંડી બારીક કરી કપડાથી ચાળી આઠ દિવસ સુધી ગૌમૂત્રની અંદર પલાળી રાખવું. આઠ દિવસ પછી સઘળું હલાવીને એક રસ કરી લગાડવાથી ખસ, ચળ, દાદર તદ્દન નાબુદ થાય છે.

૧૪૫ **ખસઃ**—કપીલો અને હીરાદખણ સરખે વજને લઈ ઘીની અંદર કાલવી ખસ ઉપર ચોપડવાથી પીડાનો નાશ થઈ કમતી થાય છે અને ખસ જલદીથી મટે છે. જેમ બને તેમ ખસને હાથ કે નખ લાગવા દેવોજ નહિ.

૧૪૬ **ખીલઃ**—કુલીંજનને પાણીમાં અથવા તેલમાં ઘસી. મોઢા ઉપર ચોપડવાથી મોઢાના ખીલ બેસી જાય છે.

૧૪૭ **ખીલઃ**—ખાવાનુ જીરૂં થોડુંએક લઈ તેને સાફસુફ કરી ખલમાં છુંદવું, અને જરા

જરા પાણી રેડતા જવું. એ પ્રમાણે ઘુંટીને માવા જેવું બનાવવું. માવા જેવું ન થાય તો પત્થરની નિશાળપર ઘુંટવું. મલમ જેવું થાય .એટલે તે મલમ ખીલ ઉપર ચોપડવો જેથી ખીલ સાફ થઇ જશે. ખીલને હાથ અડકવો જોઇએ નહિ તેમ ખીલને ફોડવા નહિ.

• •

૧૪૮ **ખાંસી:**—હરડા, બેડાં અને આમળાં સુરખે વજને લઇ સાફ સુફ કરી ઠળીઆ કાઢી નાખી ઝીણા ખાંડી મધ સાથે મેળવી ચણીબોર જેવડી ગોળી વાળવી. સવાર, સાંઝ લેવાથી થોડા વખતમાંજ ફાયદો જણાશે. તેલ, મરચું, આમલીનો બને ત્યાં સુધી ત્યાગ કરવો.

૧૪૯ **ખાંસી:**—પીપરઝીણી રૂ. ૧ ભાર, અજમો ખોરાસાની રૂ. ૧ાા ભાર, ચોખ્ખો કાથો રૂ. ૨ ભાર, બરાસ કપૂર રૂ. ૧ ભાર, એ સઘળી ચીજોને બારીક ખાંડી આદાના રસમાં મરી જેવડી

ગોળીઓ વાળી હમેશાં ત્રણ વખત અકેક ગોળી ગળવી જેથી ખાંસી મટી જશે.

૧૫૦ **ખાંસી:**—મીંઢળ અને વરાગડું મીઠું એ બે વસ્તુને સરખા ભાગમાં લઇ ઝીણી ભૂકી કરી ગૌમૂત્રમાં ચણાબોર જેવડી ગોળી બનાવવી. દિવસમાં બે વખત એક એક ગોળી લેવી જેથી ખાંસી મટી જશે.

૧૫૨ **ખાંસી:**—મોટી હરડે વજનમાં દોઢ ભારવાળી લઇ પત્થર પર ઘસી એક ચમચી ઘસારો લઈ એક ચમચી મધ સાથે મેળવી બે વખત સવાર સાંજ હમેશાં પીવાથી ખાંસીને ફાયદો થાય છે.

૧૫૨ **ખાંસી:**—જેઠીમધની લાકડી તોલા ૨, બેડાં તોલા ૨, એ બન્ને વસ્તુઓને ગાયના તાજા મુતરમાં ઘસી એક ભાગ સવારે તથા એક ભાગ સાંજે પીવો; એમ ૧૦ દિવસ સુધી ફાયદો થાય ત્યાં સુધી એ દવા ખાવી.

૧૫૩ **ખાંસી:**—સિંધાલુણ તોલો ૧ તથા એલચીદાણા તોલો ૦॥ એ બન્નેને છુંદી બારીક કરવાં; પછી તેમાં મધ તોલો ૧ મેળવીને સવારમાં ખાવું.

૧૫૪ **ખાંસી:**—પીપરનું ચૂર્ણ કરી એક શીશીમાં ભરી રાખવું. તેમાંથી વાલ ૪ લઈ મધમાં મેળવી દિવસમાં ૩ વખત ચાટવું જેથી ઘણો ફાયદો થશે.

૧૫૫ **ખાંસી-કફ:**—ધાણા, વરીઆળી, સુંઠ, મરી, પીપર અને જેઠીમધ એ સર્વે વસ્તુઓને સરખે ભાગે લઇ, ખોખરાં કરી સર્વેને પાણી શેર ૧ માં ઉકાળવું. જ્યારે ૦॥ શેર પાણી રહે ત્યારે ઉતારી ગાળી કાઢી તેમાં સાકર તોલો ૧ તથા સિંધાલુણ વાલ ૩ નાંખી તેમાંથી દિવસમાં ત્રણ વખત એક ન્હાના ગ્લાસ જેટલું લેવું.

૧૫૬ **ખેંચતાણ:**—કીર્દમાનના બીનો ભૂકો એક રતીભાર લેવાથી ખેંચતાણ તથા આંચકી મટે છે.

૧૫૭ ખોટી ગરમીઃ—જુઓ નંબર ૧૫૯.

૧૫૮ ખોટી ગરમીઃ—જુઓ નંબર ૧૬૦.

૧૫૯ ખોટી ગરમીઃ—ભોંપાતરીની ભાજીના પાન લઇ તેને પાશેર પાણીમાં વાટી અંદર અઢી તોલા સાકર નાંખી પીવાથી ખોટી ગરમી તથા શરીરમાં થતી દાઝ (અગન) નાશ પામે છે. ઉપર મુજબ થોડા દિવસ સુધી દિવસમાં ત્રણ વખત પીવું.

૧૬૦ ખોટી ગરમી—નારંગી ખાવાથી શરીરની ખોટી ગરમીનો નાશ થાય છે; અજીર્ણમાં ફાયદો થાય છે. તથા દાંતના પેઢામાંથી નીકળતું લોહી બંધ થાય છે.

૧૬૧ ખોડોઃ—પાણીમાં લીંબુ નીચોવીને તે પાણીથી માથું ધોવાથી અને બદામ અથવા લીંબોળીનું તેલ માથામાં નાખવાથી માથાનો ખોડો નાશ પામે છે.

૧૬૨ ગડ:—અળસી, ડુંગળી અથવા લીંબડાના પાનની પોટીસ બાંધવાથી ગડની વેદના મટે છે.

૧૬૩ ગડ-ગુમડાં:—પાકી કેરીના ગોટલાને ભાંગી તેની અંદરની ગોટલી કાઢી તેને પત્થરની પાટ પર ઘસી ગરમ કરી ચોપડવાથી ગુમડાં બેસી જશે.

૧૬૪ ગડ-ગુમડાં:—ગુલબાસનો પાલો તોલા ૪, કાંસકીનો પાલો તોલા ૪, એ બન્નેને પત્થર ઉપર વાટીને મલમ જેવું બનાવવું. જ્યાં ગડ થયું હોય તેની ઉપર એ લેપડી મૂકવી, જેથી ગડની વેદના નરમ પડશે અને ગડ બેસી જશે.

૧૬૫ ગર્ભિણી સ્ત્રીનો તાવ:—રતાંજળી, કાળી દ્રાક્ષ, વાળો, ધોળી ઉપલસરી, જેઠીમધ, મહુડો, ધાણા, સુગંધી વાળો અને સાકર એ સઘળી ચીજો સરખે ભાગે લઈ કવાથ કરી ૭ દિવસ સુધી પીવાથી ગર્ભવંતી સ્ત્રીનો તાવ નાશ પામે છે.

**૧૬૬ ગર્ભવાળી સ્ત્રીની ઉલટી:**—કલંબો એથી ચાર વાલ આપવાથી ગર્ભિણીની ઉલટી બેસી જાય છે.

**૧૬૭ ગર્ભાશયમાંથી પડતું લોહી:**— અતિવિષની કળી, ઇંદ્રિજવ, કડાછાલ, ધાવડીના ફુલ, રસવંતી અને સુંઠ—આ સઘળું સરખે વજને લઈ ખાંડી બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણ માંથી અડધા તોલાભાર ખાવાથી ગર્ભાશયમાંથી પડતું લોહી બંધ થાય છે.

**૧૬૮ ગળાની ગાંઠો:**—કાંચનારની છાલને ચોખાના ધોવણમાં વાટી સુંઠ નાખી પીવાથી ગાંઠો તથા ગ્રંથી મટે છે.

**૧૬૯ ગુમડાં:**—ખાપરીઆનો ભૂકો ગુમડાં ઉપર છાંટવાથી ગુમડામાંથી નીકળતી રસી બંધ થાય છે અને ગુમડાં જલદીથી રૂઝાય છે.

**૧૭૦ ગુમડાં:**—કપૂર કાચલી બાળીને તેલમાં વાટી ચોપડવાથી માથામાં વાળની અંદર થતાં ગુમડાં મટી જાય છે.

૧૭૧ **ગુહ્મવાયુ:**—સાજીખાર, કીલીંજન, કેતકીનું મૂળ સરખા ભાગે લઇ ખૂબ બારીક ખાંડી તેમાંથી ૦। તોલો લઈ પાણી સાથે ફાકી જવું. એમ દિવસમાં ત્રણ વખત લેવું.

૧૭૨ **ગોટલી:**—એળચી, ભારંગીમૂળ, સિંધાલુણ, સુંઠ અને હીંગ આ પાંચે ચીજો સરખે વજને લઇ તેને ખાંડી બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણ પા તોલા ભાર મધની સાથે ખાવાથી પેટમાં ચઢી આવતી ગોટલી તથા આફરો મટે છે.

૧૭૩ **ગોટો:**—જવખાર, વડાગરૂ મીઠું, સાજીખાર, સાબરમીટ, સિંધાલુણ, સંચળ આ સાતે ચીજો સરખે વજને લઈ તેને ખાંડી બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણ ૦। તોલા ભાર ખાવાથી પેટમાં ચઢી આવેલો ગોટો નાબુદ થાય છે.

૧૭૪ **ગોળી મોટી થવી:**—તમાકુ (બીડીમાં વપરાય છે તે), તેનાં સુકાં બે પાંદડાં લઈ તેને પાણીમાં ભીંજવી ગોળી ઉપર મૂકી કાછો બાંધવો.

એક દિવસ રાખી બીજે દિવસે નવાં પાંદડાં બાંધવાં, પણ ગોળીના વ્યાધિવાળાએ હમેશાં કચ્છ બાંધવો.

૧૭૫ **ગોળી મોટી થવી:**—ખસખસના પોસને ઉકાળી તેનો ગરમ ગરમ બાચો લઇ ગોળી ઉપર હમ્મેશ સેક કરવાથી ફાયદો થાય છે.

૧૭૬ **ગાળો:**—લીંબડાની સુકી લીંબોળીના મીંજ (બી) કાઢી ૧૦-૧૨ અવારનવાર ખાવાથી એ દર્દ મટી જાય છે.

૧૭૭ **ગ્રંથી:**—કાંચનારની છાલને ચોખાના ધોવણની અંદર વાટી સુંઠ નાખી પીવાથી ગ્રંથી મટે છે.

૧૭૮ **ધારાં:**—કપીલો અને હીરાદખણ સરખે વજને લઇ તેને બારીક કરી ઘીમાં કાલવી મલમ બનાવવો. આ મલમ ધારાં અથવા ચાંદા ઉપર લગાડવાથી તેમાંથી નીકળતી રસી અને પરૂ સાફ થાય છે તથા ધારાં અને ચાંદાં જલદીથી રૂઝાઇ જાય છે.

૧૭૯ **ધાંટું (ગળામાં કફ ભરાઈ કીડીની માંફક ચટકા મારે છે તે):**—લવીંગને ખોખરાં કરવાં. તેમાંથી એક ચપટી ભૂકી તથા પતરીની ચીનાઈ સાકરનો એક ગાંગડો જીભ ઉપર મૂકી તેનો ઓગાળ ગળ્યા કરવો; એમ કરવાથી કફ છૂટો પડી ગળામાં જે ખખરાટ થતો હશે તે નરમ પડશે. એ મુજબ દિવસમાં બે ત્રણ વખત બે ચાર દિવસ સુધી ખાવાથી ફાયદો થાય છે.

૧૮૦ **ધાંટું:**—બ્રાહ્મણી (બ્રહ્મી)નો પાલો ૧ વાલ ભાર, મોટી હરડેની છાલ ૧ વાલ ભાર, લીંડી પીપર ૧ વાલભાર, અને અરડૂસો ૧ વાલ ભાર એ પ્રમાણે સર્વે વસ્તુઓને કૂટી કપડછંદ કરી મધમાં મેળવી દરરોજ એક વખત એક વાલને આસરે ચાટવાથી ધાંટું બેઠેલું સાફ થશે.

૧૮૧ **ધાંટું:**—હરડેનો ઘસારો વાલ ૫, મધ તોલો ૦।, નીમકની ગાંગડી ૧ એ વસ્તુઓને મેળવી તેમાં ૦। ચમચો પાણી નાખી જરા ગરમ કરી દરરોજ સવારમાં પીવાથી ધાંટું સારું થાય છે.

૧૮૨ **ઘાંટું**:—છોડાં કાઢેલાં બદામનાં બીજ તોલો ૦ાા, અલસી આખી તોલો ૦ાા એ બન્નેને ખુંદી વાટી તેની ચમચો પાણી સાથે મેળવી એળાચી જેવડી ગોળીઓ બનાવવી. એ ગોળી દિવસમાં ત્રણ ચાર લઈ ચૂસ્યા કરવી. કફ છૂટો પડી ઠાંસો નરમ પડશે.

૧૮૩ **ઘાંટું**:—દૂધ ૦ાા શેર, હળદર પીસેલી ૧ાા વાલ, સિંધવ વાલ ૧, ઘી તોલો ૧, પ્રથમ દૂધમાં હળદર નાખી તે દૂધ વાસણમાં રેડી ઉકાળવું ને તે પછી તેની અંદર ઘી નાખવું. એ સઘળું મળી ગયા પછી તેમાં સિંધવ નાંખી હેઠળ ઉતારી ઠંડુ પાડી તે દૂધ પી જવું જેથી ઘણોજ ફાયદો થશે.

૧૮૪ **ચકરી**:—એળચી તોલો ૦ાા, તજ તોલો ૦ાા, તાલીસ પત્ર તોલો ૧, મરી તોલો ૧, ગાંઠી પીપર તોલા ૩, સુંઠ તોલા ૪, વંશલોચન તોલા ૫, સાકર તોલા ૩૨ આ સઘળાને ખાંડી

બારીક ચૂર્ણ કરી દરરોજ પા તોલાભાર ખાવાથી ચકરી, ડોલ અને બેચેનીનું દરદ મટે છે, અને શરીરનો ઝીણો ઝીણો દુખાવો નાશ પામે છે.

૧૮૫ **ચકરી:**—માલ કાંકણુ તોલા ૮, સુંઠ તોલા ૮, અજમાની ફોતરી તોલા ૨, આ ત્રણ વસ્તુઓને ગોળની અંદર વાટી એક એક તોલા ભારની ગોળી વાળવી. આ ગોળી સવારના એક ખાવાથી ચકરી તથા બેશુદ્ધિનું દરદ નાશ પામે છે.

૧૮૬ **ચકરી:**—બદામનો આથો કરી ખાવાથી ચકરીનું દરદ નાશ પામે છે તથા મગજને પુષ્ટિ મળે છે.

૧૮૭ **ચસકા:**—કોઈમાનના બીનો ભૂકો એક ચણોઠીભારના વજનથી લેવાથી ચસકા, આંચકી, ખેંચતાણ, ધનુર, શૂળ, સાંધિવા અને હીસ્ટીરીઆના દરદોમાં ફાયદો થાય છે.

૧૮૮ **ચાંદાં:**—સોપારી ઉજળી તોલા ૨ તથા કાથો તોલા ૨ લેવા. સોપારીને બાળવી તથા

કાથાને ઠીકરામાં બાળવો. બન્નેને ગાયના માખણમાં ખૂબ ખરલ કરી તેનો મલમ્ કરવો. તે મલમ ચાંદાવાળી ચામડી ઉપર જ્યાં સુધી ચાંદું રૂઝાય ત્યાં સુધી લગાડયા કરવો.

૧૮૯ **ચાંદાં**:—કપીલો તોલા ૩, હીરાદખણુ તોલા ૩, મસ્તકી તોલા ૩, સીંદુર તોલા ૩ એ સર્વે વસાણામાં ગાયનું ઘી ખપે એટલું નાખી ખલ કરી મલમ કરવો ને તે મલમ ચાંદી ઉપર ચોપડવો એથી ચાંદી સારી થશે.

૧૯૦ **ચાંદાં**:—સોપારી ઉજળી તોલા ૨, લઈ બાળી ગાયના માખણમાં ખલ કરી મલમ કરીને ચાંદાવાળા ભાગ પર લગાડવાથી શરીરના કોઇ પણ ભાગ પરનાં ચાંદાં મટી જાય છે.

૧૯૧ **ચાંદાં**:—ગુલરની છાલ વાટી બારીક ભૂકો કરી ચાંદા ઉપર ભભરાવવાથી ચાંદું રૂઝાઈ જાય છે.

૧૯૨ **ચાંદી:**—હીંગળો એક ભાગ અને કાથો ચાર ભાગ, આ બન્ને સાથે મેળવી બારીક કરી ચાંદી અને ટાંકીના ચાંદા ઉપર છાંટવાથી ચાંદી બેસી જાય છે.

૧૯૩ **ચાંદી:**—ખાપરીઆનો ભૂકો ચાંદી અને ટાંકીના ધારાં ઉપર દાબવાથી ચાંદી મટી જાય છે.

૧૯૪ **ચાંદી:**—સાદડના ઝાડની છાલને બાળી તેની રાખ અને કાથો સરખે વજને લઈ, બારીક કરી, ચાંદી, ટાંકી અથવા ઈંદ્રિય પર ઉકેલા કોઇ પણ જાતના ચાંદા ઉપર દાબવાથી ચાંદાં જલદીથી સુકાઇ જાય છે.

૧૯૫ **ચીકણા બળખા:**—પાણકંદાનો ભૂકો એકથી બે રતિભાર લેવાથી છાતીના ચીકણા બળખા, જે કાઢતાં બહુ મહેનત પડે છે તે જલદીથી નીકળી જાય છે.

૧૯૬ **ચીત્રી:**—કાળીજીરી ચાર ભાગ, ત્રિફળાં એક ભાગ, હરતાળ એક ભાગ આ ત્રણ ચીજોને

ગોમૂત્રની અંદર વાંટીને ચોપડવાથી ચીત્રી અને કોઢ મટે છે

૧૯૭ ચુંકઃ—પતાંસા૰ાં૰ તજના અર્કના એકથી બે ટીપાં નાંખી ખાવાથી પેટની ચુંક બેસી જાય છે.

૧૯૮ છાતીનો ધસારો:—ખડસલીઓ, નાગરમોથ, નેત્રવાળો, પીતપાપડો, રતાંજળી વાળો, સુંઠ આ સર્વે સરખે વજને લઈ તેની એક પોટલી બાંધી પાણીમાં રાખી મૂકવી. આ પાણી પીવાથી છાતીનું ધસાવું, કફ, લોહી અને પરૂવાળા બળખા તથા ઉધરસ નાશ પામે છે.

૧૯૯ છાતીના થડકા—સિંધાલુણ અને હીંગ આ બન્ને સરખે વજને લઇ મધની અંદર અબ્બે આની ભારની ગોળી કરવી. આ ગોળી હરરોજ એક એક ખાવાથી છાતીનો ધડકો મટે છે.

૨૦૦ (અ) જખમ:—ભાંગરાનાં પાંદડાને ચોળી તેનો રસ જખમ ઉપર નાંખી તે પાંદડાંનો કુચો તેના પર બાંધવાથી જખમ મટી જાય છે.

૨૦૧ જખમ:—પાણીમાં બાવળની છાલ નાખી ઉકાળીને તે પાણીથી જખમ, ગુમડાં, ચારાં વગેરે ધોવાથી રુઝ જલદી આવે છે.

૨૦૨ જખમ:—બાવળની છાલના ઉકાળાના પાણીથી જખમ ધોઇએ તે ઉપર ઉપલેટને ભૂકો છાંટવાથી જખમ પાકતો નથી અને જલદીથી રુઝાય છે.

૨૦૩ જખમ:—ક્વીનાઇનનાં પાંદડાં ખુંદીને તેને જખમ ઉપર બાંધવાથી થોડા વખતમાં રૂઝ આવી જશે.

૨૦૪ જખમ:—ઘા ઘણો ઉંડો અને મોટો હોય તો પહેલાં ટાંકા મારી તે ઉપર તલના તેલનો પાટો બાંધવાથી ઘા જલદી રૂઝાઇ જશે.

૨૦૫ જખમ:—*ટકડીને ખુંદી તેની ભૂકી કરી ઘાની અંદર ભરી પાટો બાંધી સેવો જેથી હાડકી ભાંગી જોડાઇ જશે.

૨૦૬ જખમ:—તુરત રૂ બાળી તેની ગરમ ગરમ રાખ ઘામાં દાબી દેવી અને તે ઉપર

બળતા રૂનો સેક કરવો. પછી પાટા બાંધી લેવો. તે પાટાને ઘણા દિવસ સુધી છોડવો નહિ, તેમ તે ભાગ પાણીથી પલાળવો નહિ.

૨૦૭ જળોદર (જલંદર):—કુવાડીઆના બીયાં છુંદી મેંદા જેવી ભૂકી કરી એક શીશી ભરી રાખવી. હમેશાં ૦ાા તોલા ભારની ગોળમાં બે ગોળી તૈયાર કરી સવાર સાંજ એકેક ગળી જવી અને ઉપર બરફનું પાણી પીવું, આથી દસ્ત સાફ આવી તાજુ જલંધર મટી જાય છે.

૨૦૮ જલંધર:—શંખ (જે બાવા લોકો ફુંકે છે) તેને બાળી ખાખ કરી કપડાથી છાણી લેવો અને હમેશાં ૦ાા ભાર લઇ ગોળ સાથે મેળવી ગોળી બનાવવી અને સવાર સાંઝ એકેક ગોળી લેવી (ગળી જવી).

૨૦૯ જલંધર:—કડવી શેરડી જે વીંછુના રહેઠાણની જગામાં થાય છે તે શેરડી છોલી એ દરદવાળાને ખવડાવવાથી ફાયદો થાય છે.

૨૧૦ **જીભનાં ચાંદાં:**—ફટકડી અથવા ટંકણના કોગળા કરવાથી જીભના ચાંદામાં ફાયદો થાય છે.

૨૧૧ **જીવડાં:**—વખમો એકથી બે વાલ સુધી લેવાથી જીવડાંનો નાશ થઇ ઝાડા માર્ગે નીકળી જાય છે.

૨૧૨ **જીવડાં:**—કાળી જીરી ત્રણથી ચાર વાલ ખાઇને ઉપર એક સાદો જુલાબ લેવાથી જીવડાં નીકળી જાય છે.

૨૧૩ **જીર્ણજ્વર:**—કચુરો, સુંઠ, દેવદાર, રાસ્ના, મોથ, કડુ, મોટી રીંગણી અને કરીઆતું એ સઘળાં ઔષધો સમાન ભાગ લઇ કવાથ કરી પીપર અને મધ સાથે પીવું. જીર્ણજ્વરનો નાશ થશે.

૨૧૪ **જીર્ણજ્વર:**—(વિગત) એ તાવને હાડનો તાવ પણ કહે છે કારણ કે તે હાડમાંજ રહી દરદીને રીબાવે છે. એ તાવથી દિવસે દિવસે

હાડકાં ગળી જાય છે, અનાજ પચતું નથી. ઝાડો સાફ થતો નથી; હાડકાં તપેલાં રહે છે; મોઢે પાણી છૂટે છે; ધાતુ પાતળી થાય છે. આ તાવ કદાચ એકદમ પીડા ન કરે તોપણ દિવસે દિવસે અત્યંત પીડાકર થઇ પડે છે. અને છેવટે દરદીનો અંત લાવે છે.

ઉપાયઃ—નાનાં બીલીનાં ફળ તોલો ૦ાા, કીરમજી તોલો ૦ાા, અજમો તોલો ૦ાા, પહાડ મૂળ તોલો ૦ાા, કુંવાડીઆનાં બી તોલો ૦ાા એ સઘળાં વસાણાંને ખોખરાં કરી પાણી શેર ૧માં નાખી ઉકાળવાં. જ્યારે પાણી શેર ૦ાા રહે ત્યારે ઉતારી ગાળી કાઢી દિવસમાં બે ત્રણ વખત તોલા ૪ જેટલું પાવું. ખોરાકમાં ચોખાની અથવા બાજરીની રોટલી આપવી.

૨૧૫ જીર્ણજ્વરઃ—પીપર તથા જૂનો ગોળ એ બન્ને વસ્તુને સરખે ભાગે લઇ મેળવીને તેની ગોળ ચણી બોર જેવડી ગોળી કરવી. દિવસમાં એક વખત એક ગોળી ખાવી.

ખોરાકમાં ઘઉંના લોટની ગોળ નાંખેલી રાબ ચમચી સુંઠનો ભૂકો નાખીને આપવી.

૨૧૬ જીર્ણજ્વરઃ—કાળી દ્રાક્ષ તોલો ૦॥, ગલોલ તોલો ૦॥, કાકડાસીંગ તોલો ૦॥, નાગરમોથ તોલો ૦॥, રતાંજલિ તોલો ૦॥, કડુ તોલો ૦॥, પહાડમૂળ તોલો ૦॥, લીમડાની સળીઓ તોલો ૦॥, સુઠ તોલો ૦॥, કરીઆતું તોલો ૦॥, ધમાસો તોલો ૦॥, વાળો તોલો ૦॥, ધાણા તોલો ૦॥, પદ્મકાષ્ઠ તોલો ૦॥, કાળો વાળો તોલો ૦॥, રીંગણીનું મૂળ તોલો ૦॥ એ સર્વે ચીજોને કૂટી તેમાં પાણી શેર ૧ નાખી ઉકાળવી. જ્યારે પાણી શેર ૦। રહે ત્યારે ઉતારી ગાળી કાઢી દિવસમાં બે અથવા ત્રણ વખત માફક આવે તે રીતે પાવું. **તેલ, ખટાશ, મરચું મુદ્દલ વાપરવું નહિ.**

૨૧૭ જુલાબઃ—હીમજી હરડે, જીરૂ, ગુલાબનાં ફુલ (સુકાં) તથા એળચી—એ દરેક એક તોલો લઇ, હરડે દીવેલમાં તળી નાંખવી, જીરૂને

અધકચરું શેકવું તથા એળચીને છોડાં સાથે શેકી એકઠું ઝીણું ખાંડી સુંઠ તથા ખાંડ સાથે ખાવાથી પેટ સાફ થાય છે.

૨૧૮ જુલાબઃ—કાળી દ્રાક્ષ તોલા ૨, જીરૂ તોલા ૨, સુઠ તોલા ૨, મરી કાળાં તોલા ૨, મરી સફેદ તોલા ૨, લીલો ફુદનો તોલા ૨, હીમજી હરડે તોલા ૨, પીપરામૂળ તોલા ૨, જાયફળ તોલા ૨, ધાણા તોલા ૨, લીલા ફુદ-નાનાં પાનને તડકે સુકવવાં. દ્રાક્ષના ઠળીઆ કાઢી ખૂબ કુટવી. પછી બધી દવાઓ કુટી કામમાં લેવી. જો નરમ દવા ગમે તો થોડા મધમાં મેળવી રાત્રે જમ્યા પછી પા કલાકે ખાઈ સુઇ જવું. જો વધારે પેટ લાવવાની જરૂર હોય તો હરડેની જુદી રાખેલી ભુકી ૦ા તોલો અંદર નાંખવી, માત્રા ૧ થી ૧ાા તોલો.

૨૧૯ જુઃ—માથામાં જૂ, લીખ પડી હોય તો ધંતુરાના પાનના રસમાં અથવા નાગરવેલના

પાનમાં શુદ્ધ પારો મેળવી વાળમાં નાંખવાથી જૂ, લીખ ખરી પડે છે.

૨૨૦ જૂ:—ઉપલેટના ઉકાળાના પાણીથી માથું ધોવાથી અથવા કાળીજીરી લીંબુના રસ સાથે ચોપડવાથી જૂ નો નાશ થાય છે.

૨૨૧ ઝાડો બંધ કરવો:—ઇંદ્રજવ તોલો ૧, બીલીનો ગર્ભ તોલા ૨, દાડમની છાલ તોલો ૧, વરીઆળી તોલો ૦ાા, ખસખસના પોસીના તોલો ૦ાા, સાકર તોલા ૪ લઇ અધકચરાં ખાંડી બશેર પાણીમાં નાખી ઉકાળી અડધું પાણી રહે એટલે ઉતારી કપડાથી ગાળી શીશો ભરી લઇ દર ત્રણ કલાકે બે ભાર આપવાથી ઝાડા બંધ થઇ જાય છે.

૨૨૨ ઝાડો બંધ કરવો:—હીરાસંચળ અને તેથી બમણો આદુનો રસ મેળવી પાવાથી ઝાડા આવતા બંધ થશે. તેનું પ્રમાણ ૦ાા તોલાથી વધારે ન હોવું જોઇએ.

૨૨૩ ઝાડા બંધ કરવા:—અફીણ અને કેસર આ બન્ને ચીજો સરખે વજને લઈ તેની મધની અંદર ચોખાના જેવડી ગોળી કરવી. સવારે અને સાંજે એક એક લેવાથી સખ્તમાં સખ્ત ઝાડા ફક્ત ત્રણ દિવસમાં બંધ થાય છે.

૨૨૪ ઝાડા બંધ કરવા:—કેસર વાલ ૧ લઈ તેને લીંબુના રસમાં મેળવવું દિવસમાં ફક્ત એક વખત લેવાથી ફાયદો જણાશે. ખોરાકમાં ચોખાની રોટલી આપવી.

૨૨૫ ઝાડા બંધ કરવા:—મોટી હરડેદળ તોલા ૪ લઈ કૂટી કપડછંદ કરી તેને મધ સાથે મેળવી એક વાડકામાં નાખી સારી રીતે ગરમ કરવી. તેને ઠંડી પાડી એક કાચના વાસણમાં ભરી રાખવી અને તેમાંથી આંગળી આંગળી લઈ ચાટવી.

૨૨૬ ઝાડા બંધ કરવા:—એળચી શેકેલી નં ૧૪, વરીઆળી શેકેલી તોલો ૧॥, ખસખસ

તોલો ૧ા અને ૨ નીસું તોલો ૧ા લઇ જૂદાં છુંદી ચાંળીને ભૂકો બનાવવો પછી મિશ્રણ કરી તે મિશ્રણમાંથી પેટ આવે ત્યારે તોલો ૦ાા ખાવું આથી પેટ આવતાં બંધ થશે.

૨૨૭ ઝાડો બંધ કરવો:—પીપળીમૂળનાં ગંઠોડાં નંગ ૧૦, બદામ નંગ ૪, સુંઠ ગાંઠીઓ નં ૧, કાળાં મરીના દાણા નંગ ૧૧, લવીંગ નંગ ૪, એળચી નંગ ૫, સફેદ મરી દાણા નંગ ૭, સાકર ગાંગડો નંગ ૧. એ સર્વે ચીજોને ખાંડી કરી માટીના વાસણમાં પાણી શેર ૧ા માં ઉકાળવી. પાણી બળી જાય અને એક ગ્લાસ જેટલું રહે ત્યારે ઉતારી, ગાળી કાઢી તે પાણી દિવસમાં બે વખત પીવું એ પ્રમાણે એ કાવો આઠ દિવસ સુધી પીવાથી પેટ આવતાં બંધ થશે.

૨૨૮ ઝાડો લાવવો:—આમળાં (મુરબ્બામાં વપરાય છે તે) તેના ઝાડની છાલને સુકવી બારીક ચૂર્ણ કરવું અને શીશીમાં ભરી રાખવું જોઇ

શકિત લાવવી હોય અથવા પેટ લાવવું હોય તેણે તોલા ૦। થી ૦॥ લઈ એક ચમચા દૂધમાં મેળવી પી જવું બચ્ચાંને ફકત ૦। તોલો આપવું.

૨૨૯ ઝાડો લાવવો:—મોટી હરડે જે વજનમાં તોલા ૧॥ થી ૨ સુધી હોય છે તેને પથ્થર ઉપર ઘસી તોલો ૦। થી ૦॥ લેવી ને તેમાં મધ તોલો ૧ મેળવી પીવું. તેથી પેટ સાફ આવશે.

૨૩૦ ઝાડો લાવવો:—વરીઆળાને સારી પેઠે સુકવવી પછી તેને જાડા ખાદીના કપડામાં નાખી હાથથી ચોળવી અને છોડાં કાઢી નાખવાં તે પછી તેને છુંદી આટો કરવો, અને ઘીને ગરમ કરી તેમાં એ વરીઆળીનો આટો નાખીને સાથે મેળવવો. લાલરંગનો થયા પછી નીચે ઉતારી ઠંડો પાડી તેને તેટલાજ વજનના સાકરના શીરામાં મેળવી લેવો. એ મિશ્રણને કાચના વાસણમાં ભરી રાખી દરરોજ સવાર સાંજ તોલો

ાા.થી ૧ સુધી ખાઇ ઉપરથી દૂધ શેર ૦ા પીવું. ન્હાનાં બચ્ચાંને બેઆનીભાર આપવું ને ઉપરથી દૂધ પાવું.

૨૩૧ ઝાડો લાવવો:—હીમજી હરડે નંગ ૧૧ ને ભાંગી કકડા કરી એક ગ્લાસમાં ગરમ પાણીમાં રાત્રે સુતી વખતે બીજાથી ઢાંકી રાખવી સવારે ઉપરનું નીતરું પાણી કાઢી લઇ તેમાં સાકર તોલો ૦ા મેળવી તે પાણી પી લેવાથી ઝાડો સાફ આવે છે.

૨૩૨ ઝામરો:—તકમરીઆં અને મરી સાથે વાટી ચોપડવાથી ઝામરો મટી જાય છે.

૨૩૩ ઝીણું ઝીણું દુખાવો:—સાકર તોલા ૩૨, વંશલોચન તોલા ૫, સુંઠ તોલા ૪, લીંડી પીપર તોલા ૩, તાલીસપત્ર તોલો ૧, મરી તોલો ૧, એલચી તોલો ૦ા અને તજ તોલો ૦ા આ સઘળાંને ખાંડી બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણ દરરાજ ૦ા તોલાભાર ખાવાથી શરીરનો

ઓજો ઝીણો દુખાવો નાશ પામે છે, અને ચકરી તથા બેચેનીનું દર્દ મટે છે.

૨૩૪ ઝેર:—કોઇપણ જાતની ઝેરી ચીજ પેટની અંદર ગઇ હોય તો અરીઠનું પાણી પીવાથી તથા તજ ખાવાથી ઉલટી સાથે તે ઝેરી ચીજ નીકળી જાય છે.

૨૩૫ ઝેર:—ફટકડી ૦ા તોલો લઇ અર્ધો પ્યાલો પાણી બનાવી પાવું અને તેટલીજ બીજી ફટકડી લઇ ડંખ પર લગાડવી, જેથી સાપનું ઝેર ઉતરી જાય છે.

૨૩૬ ઝેર:—કંટાલાનો વેલો જે જંગલમાં બહુ થાય છે અને જેના પર ફુળ નથી આવતાં તેને છુંદી રસ કાઢી બે ચાર પ્યાલા જેટલું ખાવાથી વામેટ થઇ સર્પનું ઝેર ઉતરી જાય છે. વામેટ થયા પછી થોડું તાજું ઘી પાવું.

૨૩૭ ઝેર:—ભોંયદોડીના મૂળનો રસ અને ગાયનું ઘી સરખે ભાગે લઇ એકઠાં કરી પાવાથી હડકાયાં કુતરાનું ઝેર ઉતરી જાય છે.

૨૩૮ **ઝેરઃ**—ચોળા (કડોળમાં વપરાય છે તે) તેને લઇ હાથમાં ચોળી પાણીમાં પલાળી હાથથી ચોળી પાણી ગાળી, કાઢી પીવાથી વામાટ થઈ સોમલનું ઝેર ઉતરી જાય છે.

૨૩૯ **ઝેરઃ**—રીંગણાના બી કાઢી નાખી પાણીમાં ઘસી પીવાથી અફીણનું ઝેર ઉતરે છે.

૨૪૦ **ઝેરઃ**—અફીણનું ઝેર ઉતારવાનેઃ ૧૫–૨૦ રૂના કપાસીઆને પાણીમાં છુંદી પાણી પીવાથી ઝેર ઉતરી જાય છે.

૨૪૧ **ઝેરી જાનવરોનો ડંખઃ**—અરેડાના ફુલ વાટીને તેનો રસ ચોપડવાથી સાપ, વીંછી, મધમાખી, ભમરી વિગેરે ઝેરી પ્રાણીઓના ડંખ ઉપર ફાયદો થાય છે.

૨૪૨ **ઝેરી જાનવરોનો નાશ કરવોઃ**—અગર, ગુગળ, ઘી, મીઠું, રાળ, લીંમડાના પાન, વજ, સરસવ, આ સઘળું સરખે વજને લઇ ઘીની અંદર કાલવી રાખવું અને તે ઘી દેવતા ઉપર

નાખી ધૂપ કરવાથી ઘરમાંથી ઝેરી જંતુઓનો નાશ થઇ હવા શુદ્ધ થાય છે.

૨૪૩ ઝેર:—ઓંયદોડીના મૂળનો રસ તથા ઘી દરેક સવાએ તોલા લઇ એકઠા કરી પીવાથી કરડેલા કુતરાનું ઝેર ઉતરી જાય છે.

૨૪૪ ઝેર:—ગાયનું દૂધ શેર ૩ કલાઇ વગરના ત્રાંબાના વાસણમાં લઇ હલાવીને પીવાથી ધંતુરાનું ઝેર ઉતરી જાય છે.

૨૪૫ ટચકીયું:—સુંઠ, જેઠીમધ, વનાસુનો કંદ, કુલીંજન, કાળાં મરી, મેથી, દાળચીની, પલીપ-એ ઔષધો સરખે ભાગે લઇ ખાંડી કપડાથી ચાળી લઇ એક શીશી ભરી રાખવી જેમાંથી જ્યારે જરુર પડે ત્યારે એક તોલો લઇ બે તોલો સાકર સાથે ખાવું અને ઉપર પાણી પીવું. એમ ચાર રોજ સુધી કરવાથી ટચકીયું જે કમરમાંથી રહી જવાય છે તે નાબુદ થઇ જાય છે.

૨૪૬ ટાંકી:—જુઓ નંબર ૧૯૨.

૨૪૭ **ટાંકી:**—જુઓ નંબર ૧૯૩.

૨૪૮ **ટાલ:**—ચણોઠીનો ભુકો, રસવંતી, હાથીદાંતની રાખ, આ ત્રણે ચીજોને સાથે મેળવી, નરમ કરી જે જગ્યાએ ટાલ હોય ત્યાં ચોપડવું; તેથી સખ્તમાં સખ્ત ટાલ હોય તો પણ તે જગ્યાએ વાળ ઉગે છે.

૨૪૯ **ઠાલી ઉધરસ:**—જુઓ નંબર ૭૧.

૨૫૦ **ડોલ:**—જુઓ નંબર ૨૩૩.

૨૫૧ **ડંખ:**—સુકા વાળ લઈ તેને પાણીની અંદર વાટી બારીક કરી ચોપડવાથી ડંખ જલદીથી રૂઝાય છે.

૨૫૨ **તણખા:**—બળદાણા અથવા બહુફળી તોલો એક લઇ પાણીમાં પલાળીને પીવાથી તણખીઆની બળતરા નાબુદ થાય છે, અને ઉનવા તથા પ્રમેહમાં પણ ફાયદો થાય છે.

૨૫૩ **તરસ:**—કોઈપણ દરદમાં જ્યારે પાણીની તરસ બહુ લાગતી હોય ત્યારે દાડમ ખાવાથી તરસ ઓછી લાગે છે.

૨૫૪ **તાપોડીયાં:**—આમળાનો મુરબ્બો ખાવાથી શરીરના જુદા જુદા ભાગમાં ખોટી ગરમીથી નીકળતાં તામોડીયાં તથા નાનાં ગુમડાં મટી જાય છે.

૨૫૫ **તાવ:**—લીંબોડીઓ ૧૦-૧૨ લઈ, તેને ખાંડી થોડી સાકર સાથે પાણીમાં મેળવી પાવાથી તાવ ઉતરી જાય છે.

૨૫૬ **તાવ:**—પીતપાપડો, સુંઠ, દરેક ૧ા ભાર લઇ ખાંડી ૦ાા શેર પાણીમાં નાખી ઉકાળી પાંચ ભાર પાણી રહે એટલે ગાળી નાખી હમેશાં સવારમાં પીવું એમ સાત દિવસ કરવાથી તાવ તદ્દન મટી જાય છે.

૨૫૭ **તાવ:**—લીમડાની છાલ, સુંઠ, પીપળી મૂળ, દેવદાર, કરીઆતું, કડું અને પુષ્કરમૂળ, એ દરેક ચીજ બે તોલા વજનમાં લઈ ખાંડી શેર ૧ પાણીમાં નાખી ઉકાળવું. ૧૫ ભાર

પાણી રહે એટલે ઉતારી દિવસમાં ત્રણ વખત લેવું.

૨૫૮ તાવ:—દેવદાર, હરડેદળ, આમળાં, અરડુસો, સુંઠ, દરેક ચીજ તોલો ૦॥ લઈ શેર ૧॥ પાણીમાં ઉકાળી ૨૦ ભાર પાણી રહેવા દેવું અને ત્રણ વખત મધની ચમચી સાથે પીવું.

૨૫૯ તાવ:—કરીઆતું આખી રાત પાણીમાં પલાળી રાખી સવારના તે પાણી ગાળીને પીવાથી તાવમાં ફાયદો થાય છે.

૨૬૦ તાવ:—કડુ, કરીઆતુ, કોલમની કાતરી દરેક તોલો એક તથા ધાણા અને મરી દરેક તોલો અડધો લઇ દરેક સાથે ખોખરાં ખાંડી શેર ૧ પાણીમાં ઉકાળવું અને અરધું પાણી રાખવું. હમેશાં દિવસમાં ત્રણ વખત લેવું બચ્ચાંને એક ન્હાની ચમચી બે વખત આપવી. તુરત તાવ ઉતરી જાય છે.

૨૬૧ **તાવ:**—ધમાસો, સરપંખા, કરીઆતું, કડું, કુટકી દરેક એક પાઇ ભાર લઇ પાશેર પાણીમાં ઉકાળી અઢી રૂપીઆભાર પાણી રાખી દિવસમાં ત્રણ વખત પીવું. એમ પાંચ સાત રોજ કરવાથી તાવ ઉતરી જાય છે.

૨૬૨ **તાવ:**—દેવદાર, ધાણા, ભોંયરીંગણીનાં મૂળ દરેક બે તોલા લઈ શેર ૧॥ પાણીમાં નાખી ઉકાળી દોઢ પાશેર પાણી રાખવું. હમેશાં ત્રણ વખતમાં તે પૂરૂ કરવું એમ દિવસ સાત સુધી કરવાથી તાવ તદ્દન ઉતરી જાય છે.

૨૬૩ **તાવ:**—કડુ, ગળો, તજ, પીપર, પીપળીમૂળનાં ગંઠોડા, લવીંગ, હરડે, સુંઠ આ સર્વે એક એક તોલો લઈ તેની સાથે કરીઆતુ તોલા નવ મેળવી સઘળાને ખાંડી બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણ પા તોલાભાર આપવાથી દરેક જાતના તાવમાં ફાયદો થાય છે.

૨૬૪ **તાવ:**— હાડમાં લાંબા વખતથી રહેલો ઝીણો તાવ જેને લીધે ઉંઘ આવે નહિ અને

જીભ ઉપર સફેદ થર બાઝે) ગળો જે આંબા, લીમડા, થુવર વગેરે ઝાડ ઉપર થાય છે તે ગળો એક તોલો લઇ જરા છુંદી રાત્રે ચાર તોલા ઠંડા પાણીમાં ભીંજવી રાખવી. સવારના પહોરમાં તેમાં સહેજ મીઠાશ નાખી પીવું જેથી તાવ નષ્ટ થશે, મગજની ગરમી દૂર થશે, માથું દુખતું નરમ પડશે અને ઉંઘ નહિં આવતી હોય અથવા ભૂખ નહિ લાગતી હોય તે લાગશે.

૨૬૫ તાવઃ—આમળાં, સિંધાલુણ, ચીત્રક, હરડે અને પીપર એ સર્વે વસાણુંને સરખે ભાગે લઇને ખૂબ ઘુંટવાં, બારીક ચૂર્ણ બનાવી કપડછંદ કરી લેવું. આ ચૂર્ણ તોલા ૦। થી ૦॥ સુધી દિવસમાં બેવખત ફાકવું. ઉપરથી જરા ગરમ પાણી પી લેવું. તેલ મરચાંની પરહેજી રાખવી.

૨૬૬ તાવઃ—(સાથેડાંસો થયો હોય ત્યારે) ગળો તોલા ૩, સુંઠ તોલા ૩ અને પીપરીમૂળ

તોલા ૩. એ સર્વે વસાણાને ખાખરાં કરી શેર એક પાણી નખી ઉકાળવાં. જ્યારે ૦। શેરથી સ્હેજ વધુ પાણી રહે ત્યારે ઉતારી બે ભાગ કરવા દરેક ભાગમાં તોલો ૧ ચોખુ મધ નાખી મેળવીને પાવું. સવારે બપોરે એમ દિવસ ૯ સુધી પાવું. પથ્ય; તેલ, મરચું, ખટાશ ખાવા દેવું નહિ

૨૫૭ **તાવ** (પિત્તવિકારનો):—પુષ્કર મૂળ, સુંઠ, ગોખરૂ, પીપરીમળ, રાસ્ના, મોથ, ગોળ, સિંધવ, કડુ, કષ્ટ, પીતપાપડો, કાળી દ્રાક્ષ અને અરડુસો એ સર્વે વસાણાંને સમભાગ (દરેક ચીજ તોલા ૦। જેટલી) લઈ છુંદવાં; પાણી શેર ૧ નાખી ઉકાળવાં. ૦॥ શેર પાણી રહે ત્યારે ઉતારી દિવસમાં ૩ વખત પાવું. તદનુસાર દિન ૧૪ સુધી ચાલુ રાખવું.

૨૫૮ **તાળવાનાં ધારાં**:—કેશર, જાવંત્રી, રસકપૂર, લવીંગ, સાકર, અને સુખડ આ સઘળું

સરખે વજને લઇ ખાંડી બારીક કરી મગના દાણા જેવડી ગોળી કરી તે ગોળી એકથી બે સુધી ખાવાથી તાળવાની અંદર પડેલા ધારામાં ફાયદો થાય છે અને ફરીથી ધારાં થતાં નથી.

૨૬૯ **થોથર:**—સુંઠને પાણીમાં વાટી સહેજ સાજ ગરમ કરી થોથર ઉપર ચોપડવાથી ફાયદો થાય છે.

૨૭૦ **દમ:**—સાર તોલા ૧૬, વાંસકપૂર તોલા ૮, પીપર તોલા ૮, એળચી તોલા ૨, તજ તોલો ૧, આ સઘળાને ખાંડી બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણ દરરોજ સવારે અને સાંઝે બે આનાથી પાવલીભાર મધની સાથે ચાટવાથી દમ તથા ઉધરસમાં ઘણોજ ફાયદો થાય છે.

૨૭૧ **દમ:**—આકડાનાં મૂળીઆં સુકવી તેને બારીક ખાંડી ચૂર્ણ કરવું. આ ચૂર્ણ ૭ વાલ ગરમ પાણીમાં નાખી પીવાથી ઉલટી થાય છે અને તેથી દમનો જુસ્સો બેસી જાય છે.

૨૭૨ દમઃ—આકડાના સ્વાઇડા (૧૨૫) અવાસો સુકવી તેમાંઅકલગરો તોલો ૧, જાયફળ તોલો ૧, જાવંત્રી તોલો ૧, લવીંગ તોલો ૧, એ મેળવવાં. આ સઘળાંને ખાંડી બારીક કરી અને આની બારની" ગોળી કરવી આ ગોળી સવાર સાંઝ એક એક ખાવાથી દમ મટે છે.

૨૭૩ દસ્તાનઃ—સ્ત્રીઓને નિયમિત અટકાવ ન આવતો હોય અથવા દસ્તાન વધારે દિવસ સુધી જતું હોય તો અધેડીનું દૂધ તોલા ૩ અને અલ તોલો ૧ એ બન્ને એકઠા ગરમ કરી રૂનું પોત કરી દસ્તાન પર મૂકવું. સુવા નવટાંક લઈ પાશેર પાણીમાં ઉકાળી બે ત્રણ વખત પીવાથી દસ્તાન છુટી જાય છે.

૨૭૪ દસ્તાનઃ—કીસ્મીસ–દરાખ, ફળીઆ કાઢેલી તોલા ૫ અને ચોખું તાજું ઘી તોલા ૫ એ બન્નેને એક કલાઇના વાસણમાં નાખી ધીમી અગ્નિ ઉપર મૂકી દરાખ લાલ થાય ત્યાં સુધી

ળળવી. ઠંડુ પડયે બેચાર દરાખ લઇ દરરોજ સવારમાં ખાવી જેથી દસ્તાન નિયમિત થશે. તેલ, મરચું, ખટાશ વર્જ્ય છે.

**૨૭૫ દસ્તાન (વધારે જતું હોય તો):—** લાલ જાસુંદીનું મુળીઉં તોલો ાા અને સફેદ જાસુંદીનું મુળીઉ તોલો ાા એ બન્નેને ખોખરાં કરી ગાયનું દૂધ ા શેર લઇ તેમાંખૂબ ચોળવાં અને તેને ગાળી કાઢી તે દૂધ પી જવું. એ મુજબ ચાર દિવસ સુધી દરરોજ નવું બનાવી પીવું.

**૨૭૬ દસ્તાન (બરાબર ન જતું હોય અથવા બંધ થયું હોય તો):—**સુવા તોલા પાંચથી સાત પાશેર પાણીમાં ઉકાળી બે જોસ આપવા. પછી કપડછંદ કરી તેમાં સાકર નાખી દિવસમાં ત્રણ ચાર વખત પાવું તેથી દસ્તાન છુટશે.

**૨૭૭ દાંતના રોગ માટે દંતમંજન:—** ફુલાવેલ ફટકડી તોલા ૧૫, ટંકણખાર ફુલાવેલ તોલા ૧૦, ફુલાવેલ મોરથુથુ તોલા ૫, માક

તોલા ૨૦, તજ તોલો ૧, લવીંગ તોલો ૧, આ સઘળાંને ખાંડી બારીક કરી કપડાથી ચાળી લેવું. આ દંતમંજન ઘસવાથી દાંત સફેદ અને મજબુત થાય છે અને દાંતના દરેક જાતના રોગોમાં ઘણોજ ફાયદો થાય છે.

૨૭૮ **દાંતના રોગ માટે:**—દાડમની કળી સુકી નંગ ૫૦ ઠીકરાપર સેકેલી, એળચી તોલો ૧ અડધી કાચી સેકેલી, એળચી તોલો ૧ અડધી કાચી સેકેલી, ચીનીકબાલા તોલો ૧ (બારીક વાટેલા) ફટકડી તોલો ૧ (ફુલાવેલ), રૂમી મસ્તકી તોલો ૧ (બારીક વાટેલી), માયાં તોલો ૧ (કુટેલાં) વાવરીઓ કાથો તોલો ૧ (બારીક વાટેલો), બદામનાં ફોતરાં શેર ૦। (બાળેલાં) કોહેલી સોપારી તોલા ૨ (બાળેલી), વાંસકપૂર તોલો ૧ (બારીક કરેલું) એ પ્રમાણે સઘળાંને મેળવી, વાટી, ચાળી કાઢી દાંતને લગાડવાથી દાંત મોતીના દાણા જેવા બનશે, મજબુત થશે અને મોઢું વાસ મારતું બંધ થશે.

૨૭૯ દાદર:—કુવાડીઆનાં મુળીઆં લીંબુનાં રસમાં ઘસી લગાડવાથી દાદરનો નાશ થાય છે.

૨૮૦ દાદર:—નવસાગર તથા ફટકડી સરખા વજને લઇ લીંબુના રસમાં ઘસી ચોપડવાથી દાદર નરમ પડે છે.

૨૮૧ દાદર:—અમલસારો ગંધક, ગુગળ, તજ, એળીઓ એ સર્વેને પાણી સાથે ઘસીને ચોપડવાથી દાદર ઘણીજ જલદીથી મટે છે.

૨૮૨ દાદર:—ગાજરનાં બી એક ભાગ, બાબચીનાં બી બે ભાગ, કુવાડીઆનાં બી ત્રણ ભાગ, આ ત્રણે ચીજોને ખાંડી બારીક કરી આઠ દિવસ સુધી ગૌમૂત્રની અંદર પલાળી રાખવી આઠ દિવસ પછી તે કાઢી એકરસ કરી લગાડવાથી દાદર, ખસ અને ખુજલી મટે છે.

૨૮૩ દાદર:—ભોંયસીંગ (મગફળી)ના દાણા લઈ તેના ફોતરાં કાઢી બારીક વાટવાં. પછી દરાજ થઇ હોય ત્યાં જરા ઘસી એ ભૂકો લગાડવો જેથી દરાજ નરમ પડશે.

૨૮૪ દાદરઃ—ઉપલેટની જડ અથવા જોડી-આને પાણીમાં ઘસી ચોપડવાથી દરાજ સાફ થશે.

૨૮૫ દાદરઃ—પારો તોલો ૦ા અને આમલ સારો ગંધક તોલો ૧ા લઇ બન્નેને ખલમાં નાખી એક દિવસ સુધી ખલ કરવું. પછી તેમાં મોગરાનું તેલ નાખતા જવું ને ખલ કરતા જવું. આ ક્રિયા એક દિવસ સુધી થાય પછી તેને કાચના વાસણમાં ભરી રાખવું અને દાદરવાળી જગ્યા ઉપર અવાર નવાર ચોપડવું.

૨૮૬ દાઢઃ—રતનજોતના ઝાડના દૂધમાં રૂ ભીંજવી દુખતી દાઢ ઉપર મૂકવાથી દઢ દુખતી મટી જાય છે. ફટકડીના કોગળા કરવાથી પણ ફાયદો થાય છે.

૨૮૭ દાઢઃ—રૂમી મસ્તકીની એકાદ કાંકરી રૂની સાથે દાઢ પર મૂકવાથી દાઢ દુખતી બંધ પડે છે.

૨૮૮ દાઢઃ—વાયવડીંગ તોલો ૦, હીંગ ફુલવેલી તોલો ૦ કપૂર તોલો ૦ અકલકરો

તોલો ૦। ભોંયરીંગણીનાં બી તોલો ૦। એ સર્વે વસ્તુઓને છુંદી રૂમાં લપેટી જ્યાં દાઢ દુખતી હોય ત્યાં મૂકવી.

૨૮૯ દાઢ:—સેકટાનો ગુંદર જ્યાં દાઢ દુખતી હોય ત્યાં થોડો મોઢામાં રાખવો.

૨૯૦ દાઢ:—(દાંત હાલે તથા દુખે તથા દાઢમાં કીડા પડવાથી દુખે તો) વાયવડીંગ તોલો ૦॥, મરડાસીંગ તોલો ૦॥, કાથો પાનમાં ખાવાનો તોલો ૦।, એ સર્વેને વાટી આટો કરી તેમાંથી એક ચપટી લઇ જ્યાં દુખતું હોય ત્યાં સુતી વખતે દરરોજ દાબવું એટલે દુખાવો નરમ પડશે.

૨૯૧ દાઝી જવું:—સુકા કોપરાની વાટી ૧ તથા નળીયું લઇ બન્નેને વાટવા અને પાણી સાથે મેળવી મલમ જેવો બનાવી દાઝેલી જગા ઉપર લગાડવાથી તુરત આરામ થાય છે.

૨૯૨ દાઝી જવું:—દાઝેલી જગા ઉપર કેળના થડનો રસ કાઢી વખતો વખત રેડવાથી

ઢંડક વળશે અને એકદમ મટી જશે. તથા દાઝેલા ભાગ ઉપર કેળનો ગાભો વાટીને તે જગોં પર બાંધવો.

૨૯૩ **દાઝી જવું:**—દાઝેલી જગા ઉપર સાહી ચોપડવાથી ફોલ્લા ઉઠતા નથી અને દુઃખ નરમ પડે છે.

૨૯૪ **દાઝી જવું:**—સુકા કોપરાની વાટીને અંગારમાં બાળી તેની રાખને ઝીણા કપડાથી ચાળી કાઢી એક ખલમાં નાખવી ને તેમાં ચોખું કોપરેલ નાખી ખૂબ ખરલ કરવી દાઝેલી જગ્યા ઉપર એ દવા ચોપડવાથી સારૂં થઇ જશે. (આ દવા પહેલાથી તૈયાર કરી સંઘરી રાખી હોય તો વિશેષ સારૂં)

૨૯૫ **દાહ:**—અડધા રૂપીઆભાર ભોંપાતરીની ભાજીના પાન લઈ તેને પાશેર પાણીમાં વાટી અંદર સાકર નાખી પીવાથી શરીરમાં થતી દાહ (બળતરા) નાશ પામે છે. શરીરની ગરમી દૂર

થાય છે, અને ખસ પણ મટે છે. આ પાણી દિવસમાં બેથી ત્રણ વખત પીવું.

૨૯૬ દાંઝ:—(છાતીના ભાગમાં બળતરા થાય અથવા છાતીપર પિત્ત થયું હોય તો) સુકો ફુદનો તોલો ૧, મરી સફેદ તોલો ૦।, ધાણા તોલો ૦।, પાણી શેર ૨, એ સઘળી વસ્તુઓને બરાબર સાફ કરી એક કલાઈવાળી તપેલીમાં નાખવી. ઉપર જણાવ્યા મુજબ પાણી શેર ૨ નાખી ચૂલા ઉપર ચઢાવી, પાણી શેર ૦। રહે ત્યાં સુધી રહેવા દેવી. પછી ચૂલાપરથી ઉતારી, ઠંડુ પાડી, કપડાથી ગાળી, સીસીમાં ભરી લેવું. પછી બે ભાગ કરી સવારે નરણે કોઠે એક ભાગ લઇ તેમાં સાકરની ભૂકી નાખી પીવું. બળતરા ઓછી થઇ જશે.

૨૯૭ **દંતમંજન:**—માયા લઈ ઝીણાં ખાંડી કપડાથી ચાળી એક શીશી ભરી રાખવી. હમેશાં તેનાથી દાતણ કરવાથી દાંત મજબુત થાય છે.

૨૯૮ **ધનુરઃ**—કીર્દમાનના બીનો ભૂકો એક ચણોઠીભાર લેવાથી ધનુરનો જુસ્સો નરમ પડે છે.

૨૯૯ **ધનુરઃ**—ખુગરાની અજમો અને ચોખ્ખું કપૂર સરખે વજને લઈ બબ્બે વાલની ગોળી વાળવી. આ ગોળી દરરોજ સવારના એક એક લેવાથી ધનુર આંચકી તથા ખેંચતાણ વિગેરે દરદોમાં ફાયદો થાય છે.

૩૦૦ **ધનુરવાઃ**—લસણ, આદુ, ડુંગળી તથા કાળી તુળસીના પદડાનો દરેકનો રસ કાઢી અડધો તોલો લઈ મેળવી દર્દીને પાવું તથા શરીરે ચોપડવો જેથી ધનુરવા મટી જાય છે.

૩૦૧ **ધાતુ કબજ કરવોઃ**—અકલગરો, કેસર, કંકોલ, જાયફળ, પીપર, લવીંગ, સફેદ ચંદન, સુંઠ—આ સઘળું પા પા તોલો લઇ અફીણ તોલો ૧ લઇને સઘળાને ખાંડી ચૂર્ણ કરવું. આ ચૂર્ણ દરરોજ રાત્રે એકથી બે રતીભાર મધની સાથે ચાટવાથી ધાતુ કબજ થાય છે અને વીર્યસ્રાવ મટે છે

૩૦૨ ધાતુ કબજ કરવો:—જાસવંતીના ઝાડ ઉપર લાલ ફુલ થાય છે તે ફુલની કળી નંગ ૫થી ૧૦ દરરોજ સવારે નરણે કોઠે ચાવી જવી. તે ઉપર એક કટકો સાકરનો ખાવો. આ દવા દસ દિન સુધી ચાલુ રાખવી.

૩૦૩ ધાતુક્ષીણતા:—કવચાં તથા તાલીમખાનાં દરેક રૂા. ૪ ભાર લઇ ખાંડી ચાળી રાખવાં તેમાંથી તોલો ૧, સાકર તોલો ૦॥ સાથે મેળવી સવારે ખાવાં અને ઉપર તાજું દૂધ શેર ૦॥ પીવું. આથી પીસાબમાં જતી ધાતુ અટકી જશે. ઉપર મુજબ ૧૦–૧૫ દિવસ સુધી દવા લેવાથી ધાતુક્ષીણતા તદન મટે છે.

૩૦૪ ધાતુક્ષીણતા:—લુણીની ભાજી તોલા ૨ હંમેશાં સવારનાં ખાવી. એમ ન ખવાય તો ઘીમાં એકલી સેકી ખાવાથી ધાતુ બંધ થાય છે.

૩૦૫ ધાતુનો વધારો કરવો:—ગોરખમુળીના મૂળને પાણીમાં પલાળી તેમાં મીઠું તેલ

નાખી તેને ધીમો ધીમો તાપ આપવો. જ્યારે સઘળું પાણી બળી જાય અને ફીણ ન રહે ત્યારે બાકી વધેલું તેલ ગાળી લેવું. આ ગાળેલું તેલ દરરોજ સવારના નાસ્તા અગાઉ થોડા દિવસ સુધી પીવાથી વીર્યનો ઘણોજ વધારો થાય છે.

૩૦૬ **ધાતુનો વધારો કરવો:**—દરરોજ સવારના પહોરમાં બદામ ખાવાથી વીર્યનો વધારો થાય છે.

૩૦૭ **ધાતુપુષ્ટ ચૂર્ણ:**—એળચી તોલા ૪, ગોખરૂ તોલા ૪, ધોળી મુસળી તોલા ૪, નાગ-કેસર તોલા ૪, બોડા તોલા ૪, સંખાવળી તોલા ૪, જાયફળ તોલો ૧. આ સઘળાને ખાંડી બારીક ચૂર્ણ કરી અડધા તોલાભાર દરરોજ એક તોલા સાકરની સાથે ખાવાથી ધાતુ ઘટ્ટ બની શરીર મજબુત થાય છે.

૩૦૮ **ધાતુપુષ્ટ પાક:**—ધોળી મુસળી એક શેર લઈ બારીક કરી દૂધ શેર વીસમાં ઉકાળવી.

દૂધ બળી ર્‌હે એટલે ઘી શેર દોઢ તેમાં નાખવું અને નીચે ઉતારી તેમાં ગુંદર તોલા ૨૦, કોપરૂં તોલા ૧૦, બદામ તોલા ૧૦, ચારોળી તોલા ૧૦, એળચી તોલા ૨, કેળનું કંદ તોલા ૨, કૌચા બીજ તોલા ૨, જાવંત્રી તોલા તજ ૨, તોલા ૨, તમાલ પત્ર તોલા ૨, ત્રિફળાં તોલા ૨, નાગકેસર તોલા ૨, પીપર તોલા ૨, મરી તોલા ૨. સુંઠ તોલા ૨, કેસર તોલો ૧, જટા-માંસી તોલો ૧, જાયફળ તોલો ૧, લવીંગ તોલો ૧, આ સઘળાનું ચૂર્ણ કરી નાખી ખુબ હલાવવું અને સાકર શેર અઢી લઇ તેની ચાસણી કરી તે પાકમાં નાખવી. આ પાક હમેશાં સવારના અઢી રૂપીઆભાર ખાવાથી ધાતુનો વધારો થાય છે, શરીરની કળતર નાશ પામે છે. શરીરમાં ઘણુંજ કૌવત આવે છે, અને દરેક જાતના ધાતુને લગતાં દરદો મટી જાય છે.

૩૦૯ ધાતુપૌષ્ટિક:—એક શેર શુદ્ધ દૂધ લઇ તેને બરાબર ગરમ કરી અંદર એળચી, કેસર,

ખ્સ્તાં, બદામ અને સાકર નાખી પી જવું. એ પ્રમાણે સવારે અને રાત્રે બન્ને વખત પીવાથી ધાતુનો વધારો થાય છે; શરીરની દરેક જાતની નબળાઈ દૂર થાય છે અને શરીરમાં ઘણુંજ જોર આવે છે.

૩૧૦ ધાતુપૌષ્ટિક:—કાળી મુસળી તોલા ૨॥, ગોખરૂ તોલા ૨॥, ધોળી મુસળી તોલા ૨॥, એખરો તોલા ૧॥, બહુફળી તોલો ૦॥, બળદાણા તોલો ૧॥, શતાવરી તોલો ૧॥, અકલકરો તોલો ૧, કવચાં તોલો ૧, નાગ કેસર તોલો ૧, મોચરસ તોલો ૧, સાકર તોલા ૧૯॥, એળચી તોલો ૦॥, જાવત્રી તોલો ૦॥, તજ તોલો ૦॥, તમાલપત્ર તોલો ૦॥, આ સઘળાંને ખાંડી બારીક ચૂર્ણ કરી દરરોજ અરધા તોલાભાર દૂધની સાથે સેવાથી શરીર બળવાન થાય છે.

૩૧૧ ધાતુક્ષય:—ઘોડાઆસંધ તોલા ૪૦ અને વરધારો તોલા ૪૦ આ બન્ને ચીજોને ખાંડી બારીક ચૂર્ણ કરી માટીના વાસણમાં રાખી મૂકવું

આ ચૂર્ણ દરરોજ સવાર સાંજે દૂધની સાથે બે આનીથી પાવલીભાર ખાવાથી ધાતુક્ષીણતા મટે છે. શરીરની નબળાઇ નાશ પામે છે. કામ કરવાને ઉત્સાહ થાય છે અને અનાજ ઉપર વધારે પ્રીતિ થાય છે.

૭૧૨ **ધુપણી:**—અજમો, એળચી, કપૂર, કાકડાશીંગી, કાયફળ, કુષ્ટ, ચંદન, જાયફળ, જાવંત્રી, જીરૂ, તજ, તમાલપત્ર, તાલીસપત્ર, ત્રિફળાં, ધાણા, નાગકેસર, પીપર, મરી, મોથ, લવીંગ, શાહજીરૂ, સિંધાલુણ, સુંઠ, સંચળ આ સર્વે એક એક તોલો લઇ અને મેથી બાવીશ તોલા લઇ સઘળાને ખાંડી બારીક કરી જૂના ગોળમાં લાડુ કરવા. આ લાડુ દરરોજ સવારના અડધા તોલાભાર ખાવાથી સ્ત્રીઓને ધુપણીની અંદર ઘણોજ ફાયદો થાય છે; ખાવા ઉપર વધારે પ્રીતિ થાય છે; ખાવાનું જલદી પચે છે; શરીર કાન્તિવાન બને છે અને આંખે આવતાં અંધારાં અને કાનમાં થતો અવાજ નાશ પામે છે. સુતિકા

સ્રીને આ લાડુ ખવડાવવાથી ઉધરસ, ઝાડો, નબળાઇ વીગેરે મટે છે. આ લાડુ ખાવાથી જળોદરનાં દરદીને પણ ઘણાજ ફાયદો થાય છે

૩૧૩ **નળ ચઢવા:**—પુષ્કર તોલા ૨, સંચળ તોલા ૩, સમુદ્રફળ તોલા ૨, હિંગ તોલો ૦।, એ ચીજ લઇ, હીંગને સેકી સર્વ ચીજને ખાંડી લીંબુના રસમાં ખલ કરી ચણા જેવડી ગોળી વાળી દિવસમાં બે વખત લેવી, જેથી નળ ચઢેલા સાફ થઇ જશે અને દસ્ત સાફ આવશે.

૩૧૪ **નળ સુજી આવવા:**—(નળ સુજી આવ્યા હોય અને દસ્ત કબજ થતાં ઝાઝું અન્ન ન લેવાય અને ભૂખ નાહ લાગતી હોય તો) કડુ તોલા ૪, પીપરીમૂળ તોલા ૪, ગરમાળાનો ગર તોલા ૪, મોથ તોલા ૪ અને હરડેદલ તોલા ૪, એ સર્વે વસાણાંને ખોખરાં કરી ભૂકીના ત્રણ ભાગ કરવા. પછી એક ભાગ લઇ એક શેર પાણીમાં ઉકાળવો. ૦॥ શેર પાણી રહે ત્યારે ઉતારી ગાળી કહાડી દિવસમાં ત્રણ વખત

પીવું. આમ કરવાથી બે ત્રણ દસ્ત થઈ નળ ખુલ્લા થશે.

૩૧૫ **નાસુરઃ**—(જ્યારે ગુમડું ભરનીંગળ થાય છે તથા ભરાય અને ફુટે છે ત્યારે તેનો છેદ બહુ સાંકડો થઇ જાય છે. આનો જખમ ઘણો ઉંડો અને સાંકડો છે જેને નાસુર અથવા નાળ કહે છે. નાસુરનું ગુમડું લાંબું, ઉંડું અને સાંકડા મોઢાવાળું હોય છે. નાસુરમાંથી ચીકણું પાણી અગર પરૂ ઝરે છે.) પીપર નામનું ઝાડ જેને કાઠિઆવાડી લોકો પીપરીનું ઝાડ કહે છે તે ઝાડની વડવાઇને કૂટી તેની લુગદી કરી નાસુર ઉપર ઠંડી બાંધવી. જેથી નાસુરમાંથી નીકળતું પરૂ ચુસાઈ જશે અને પાકેલી જગાપર રૂઝ આવશે. લુગદી દરરોજ તાજીજ વાપરવી.

૩૧૬ **નાસુરઃ**—આંબલીના બીયાંને પત્થરપર ઘસી નાસુર ઉપર જાડું જાડું લગાડવાથી નાસુર રૂઝી જાય છે.

૩૧૭ નાસુર:—સાટોડીના પાંદડાંને છુંદી તેની થેપલી (લુગદી) નાસુરપર મૂકવાથી રૂઝ આવી જાય છે.

૩૧૮ નજલો:—ઓથમી જીરાને ખાંડી અંદર તેલ નાખી તેની લુપરી બાંધવાથી નજલાનો સોજો હલકો પડે છે.

૩૧૯ નપુંસકપણું:—અકલકરો તોલા ૨, કાળા ધંતુરાના બી તોલા ૨, જાયફળ તોલા ૨, ધોળી કરણના મૂળની છાલ તોલા ૨, આ સઘળાંને ખાંડી બારીક ચૂર્ણ કરી ધંતુરાના રસમાં મગના જેવડી ગોળી કરવી. આ ગોળીનો સ્વમૂત્રમાં લેપ કરવાથી નપુંસકપણું નાબુદ થાય છે. નપુંસકપણા માટે સાંઢાનું તેલ પણ એક અકસીર ઉપાય છે.

૩૨૦ નપુંસકપણું:—ધોળી કરેણના મુળની છાલ તોલા ૨૦ લઈ દૂધ શેર પાંચમાં જમાવવી. જ્યારે દૂધ જામી રહે ત્યારે તેમાંથી માખણ કાઢી

તેનું ઘી કરવું. આ ઘીમાં:—મોહરો તોલો ૦ાા, જાયફળ તોલો ૦ાા, અંધીણુના ઝાંડનાં પાનનો રસ તોલો ૦ાા નાખી સર્વે એકત્ર કરવું. આ ઘીનો એક મહિના સુધી, સ્ત્રીસંગ છોડીને લેપ કરી નાગરવેલનાં પાન બાંધવાથી નપુંસકપણું મટે છે.

૩૨૧ નેત્રરોગ:—તલનાં ફૂલ ૮૦, લીંડીપીપર નં. ૬૦, જાઇનાં ફૂલ ૫૦, અને મરી કાળાં ૧૬—એ ચીજોને સારી રીતે પાણી સાથે ઘુંટી ગોળી બનાવવી અને તેને ૧ાા વટાણા પુરતા પાણી સાથે ઘસી આંજવાથી ફુલું, ઝાંખ, અરજુન વગેરે સઘળા નેત્રના દોષોનો નાશ થાય છે.

૩૨૨ નબળાઇ:—(જ્યારે શરીરને યોગ્ય પોષણ નથી મળતું ત્યારે તે કમકૌવત થાય છે તેમજ યોગ્ય મહેનતનો અભાવ, અત્યંત ચિંતાતુરપણું, ક્ષય, રક્તપિત્ત, મૂત્રપિંડનો કોઇ જીર્ણ વ્યાધિ, હ્રદ્રોગ અને વીર્યસ્રાવ વિગેરે દરદો

શરીરને ખાસ માંદું કર્યા સિવાય કમકૌવત કરી નાંખે છે તેમજ દરેક જાતની માંદગી પછી શરીર સાધારણ રીતે કમકૌવત થઈ જાય છે) ખરા સોનાનો વરખ તોલો ૦।, અંબર વાલ ૫, બાવળનો ગુંદર વાલ ૫, મોતીનો ખાખો વગર વીંધેલો તોલો ૦॥—એ ચારે ચીજોને ગુલાબના પાણીમાં બે દિવસ સુધી ખરલ કરી જુવારના દાણા જેવડી ગોળીઓ બનાવવી. દિવસમાં ત્રણ વખત એકેક ગોળી મોઢામાં રાખી ચૂસ્યા કરવાથી નબળાઇ દૂર થઈ શકિત આવશે.

૩૨૩ **નબળાઈ:**—કવચા અને ગોખરુ સરખા વજને તે બન્નેની બરાબર સાકર મેળવી સઘળાને ખાંડી બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણ દરરોજ દૂધની સાથે અડધાથી એક તોલો સુધી લેવાથી શરીરની નબળાઈ દૂર થાય છે. શરીર બળવાન થાય છે અને શરીરમાં કામ કરવાનો જુસ્સો આવે છે.

૩૨૪ નબળાઈ:—બહુ ફળી અડધા થી એક તોલો લઈ દૂધનીસાથે પીવાથી શરીરની નબળાઈ કળતર, અશકિત અને કમરનો દુખાવો નાશ પામે છે.

૩૨૫ નબળા બાંધાની સ્ત્રીઓ:—જુઓ નંબર (ધુપાણી) ૩૧૨

૩૨૬ નસકોરી ફુટવી:—બકરીનું દૂધ ઉકાળીને તેની અંદર કેસર નાખી પીવાથી નસકોરી બંધ થાય છે.

૩૨૭ નસકોરી ફુટવી:—દાડમનાં ફૂલ અને લીલી ધરોનો રસ કાઢી તેનું ટીપું નાકમાં નાંખવાથી નસકોરી બંધ થાય છે.

૩૨૮ નામરદાઈ:—અજમોદ, અસગંધ, આંબાહળદર, કડુ, કમલગંઠા, કોષ્ટ (કુટ) ત્રિફળાં, પસાન બંધ મજીદ, મુનકકા, મુલેડી, રકતચંદન, સાકર અને હલદર આ સઘળું સરખે વજને લઈ ખાંડી બારીક ચૂર્ણ કરીને એક શેર ગાયનું

થી અને ચાર શેર સતાવરીના રસમાં ધીમી આંચે પકાવવું. જ્યારે પાણી બળી જાય અને ઘી બાકી રહે ત્યારે ઉતારી લેવું. આ ઘી દરરોજ એક તોલાભાર ખાવાથી નામરદાઇ મટે છે.

૩૨૯ **નિદ્રા:**—રાત્રિના સુતી વખતે નિદ્રા નહિ આવતી હોય તો ઠંડા પાણીથી હાથ પગ અને મોઢું ધોવું અને તાળવા ઉપર પણ ઠંડુ પાણી નાખવું. આથી નિદ્રા જલદીથી આવે છે.

૩૩૦ **નિદ્રા:**—ભાંગને સેકી તેનો ભૂકો એકથી બે વાલ મધની સાથે મેળવી ચાટી જવાથી સારી પેઠે નિદ્રા આવે છે.

૩૩૧ **પગનો ધ્રુજારો:**—ઝેરકોચલાંને પાણીમાં ઉકાળી તેની છાલ કાઢી નાખવી અને ઘીમાં તળવાં. આ ઘીમાં તળેલું ઝેરકોચલું, મરી અને અરીઠું સરખે વજને લઇ ખાંડીને બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણ દરરોજ સવારના ફક્ત એક રતિભાર ખાવાથી પગ, આંગળાં તથા હાથ વગેરેનો ધ્રુજારો મટે છે.

૩૩૨ **પથરી:**—(પથરીના દરદ વાળાને પ્રથમ પીસાબને રસ્તે રેતી પડે છે અને તે પછી લાંબી મુદતે ગુરદાની નીચેના ભાગમાં પથરી બંધાય છે. શરીરમાં વાયુનો પુષ્કળ વધારો થવાથી મૂત્ર તથા વીર્ય સુકાઇ તેમાંથી પથરી ઉત્પન્ન થાય છે અને તે પથરી પીસાબનો રસ્તો રોકે છે. પથરીવાળા દરદીને અત્યંત પીડા થાય છે અને પીસાબ ઉતરતો નથી) જૂની ઇંટનો ભૂકો વાલ ૫, અને ખાંડ વાલ ૧૫ એ બન્નેને મેળવી દરરોજ ખાવાથી પથરી દૂર થશે.

૩૩૩ **પથરી:**—જવનું પાણી જેટલું પીવાય તેટલું પીવાથી પથરીના દરદની અંદર ફાયદો થાય છે.

૩૩૪ **પથરી:**—કબુતરનું ચરક વાલ ૧, સફેદ મરી વાલ ૫, એને ઝીણું વાટી મધ સાથે ગોળી ૩ વાળવી અને તે ત્રણ વખત દિવસમાં આપવી. એમ થોડા દિવસ કરવાથી પથરી ગળી જાય છે.

૩૩૫ **પથરી:**—સિંધાલૂણ તોલો ૧ લઇ વાટી ૧૨ પડીકાં તૈયાર કરવાં તેમાંથી હંમેશાં સવારમાં એક પડીકું લઇ પાશેર છાશમાં મેળવી ઉભા ઉભા પી જવું. એમ તે પડીકાં પૂરાં થતા સુધીમાં પથરી રેતી થઇ નીકળી જાય છે.

૩૩૬ **પથરી:**—ટંકણ ખાર વાલ ૨ થી ૪ ઠંડા પાણીમાં ઘસી ૫ દિવસ સુધી પીવાથી પથરી મટી જશે.

૩૩૬ **પરમો** (પ્રમેહ):—(પ્રમેહ મૂત્રમાર્ગનો ચેપી રોગ છે અને ઋતુ સમયે તેનો ચેપ લાગવાથીજ એ રોગ થાય છે. મૂત્રમાર્ગની અંદર પાક થાય છે, શિશ્ન સુજી આવે છે, અને તેમાં અત્યંત બળતરા થાય છે. મદનછત્ર સુજી આવે છે અને શિશ્નનું મુખ લાલચોળ અને સુજેલું જણાય છે. તેને દાબવાથી તેમાંથી ચીકણો સફેદ પદાર્થ નીકળે છે. પીસાબ કરતી વખતે સખત દાહ થાય છે, અને રાડો પાડવી પડે છે. શિશ્ન-

માંથી રસી ઝર્યા કરે છે જેના ડાઘ કપડામાં જણાઇ રહે છે, ઉપદંશની માફક આની વિકૃતિ પણ શરીરમાં ફુટી નીકળે છે અને તેમાં સાંધા વગેરે ઝલાઇ જાય છે; તેથી વૃષણનો વરમ થઈ આવે છે અને વીર્યવાહિની નળી સુજી જાય છે. મૂત્રમાર્ગની અંદરનું ક્ષત રૂઝાવાથી તે ભાગ સાંકડો થઇ જાય છે અને વખતે વખત પીસાબ અટકી પણ જાય છે.) ભેંસના છાણને પાણીમાં ખૂબ ડોઇ ગાળી સાકર નાખી પીવાથી પ્રમેહની સખ્ત બળતરા શાંત થાય છે.

૩૩૮ **પરમો:**—વડનું દૂધ તોલો ૦।, સાકર સાથે મેળવી ચાટવું; ઉપર ૦॥ શેર દૂધ પીવું. એમ સાત દિવસ સુધી ચાટવાથી પરમો જડ-મૂળથી જાય છે; ગરમ ચીજ દવા ખાતાં સુધી બિલકુલ ખાવી નહિ.

૩૩૯ **પરમો:**—કમરકસનાં બીને પાણીમાં પલાળી પીવાથી પરમા (પ્રમેહ)માં ફાયદો થાય છે. અને કમર પણ મજબુત થાય છે.

૩૪૦ પરમો:—એળચીના દાણા વાલ ૧, વંશલોચન વાલ ૧—આ બન્ને સુખડના તેલનાં ટીપાં સાથે મેળવી લેવાથી પરમાની અંદર ફાયદો થાય છે.

૩૪૧ પરમો:—નીર્મળીનાં બી ચાર પાંચ લઈ તેનો ભુકો કરી થોડા દહીંની સાથે મેળવી, એક કપડાની અંદર બાંધવા. આ કપડું આખી રાત પાણીમાં લટકતું રાખી મૂકવું. આ પાણી પીવાથી પરમો જલદીથી મટે છે,

૩૪૨ પરમો:—આમળાના ભૂકાને પાણીમાં પલાળી રાખીને તે પાણીની પીચકારી મારવાથી પરમાની બળતરા શાંત થાય છે; તથા આમળાના ભૂકાનું પાણી પીવાથી પણ ફાયદો થાય છે.

૩૪૩ પરમાની રસી બંધ કરવી:—કાંટાશામયુ નાખીને ઉકાળેલ પાણીની પીચકારી મારવાથી પરમાને લીધે નીકળતી રસી બંધ થાય છે.

૩૪૪ પરમો:—બાવળનાં પાન વાટી તેમાં

સાકર નાખી પીવાથી પ્રમેહ, તણુખીઓ ઉનવા વિગેરેની બળતરા દૂર થાય છે.

૩૪૫ પરમો:—કાકડીનાં બી પીવાથી બંધ થએલો પીશાબ છૂટે છે અને પ્રમેહની બળતરા શાંત થાય છે. (કાકડીનાં બી ઔષધમાં પાકયા પછી વપરાય છે)

૩૪૬ પક્ષાઘાત:—(અર્દિત જાતનો આ વ્યાધિ લાગુ પડવાથી શરીરનું એક પડખું શકિતહીન થઇ જાય છે એક બાજુ પરના હાથ પગ અને પડખાં પોતાનું કામ બિલકુલ કરી શકતાં નથી. તેનો હાથ નિર્માલ્ય થઇ જાય છે ને તે કોઈ પણ ચીજ પકડી શકતો નથી તેમજ તે પોતાનો હાથ બરાબર ઉંચો કરી શકતો નથી. ચાલવામાં પણ તેને કેટલીક અડચણ પડે છે. ......) બ્રાહ્મીનું સેવન કરવાથી પક્ષાઘાતમાં ફાયદો થાય છે.

૩૪૭ પક્ષાઘાત:—અજમો તથા મોરથુથુ દરેક શેર ०। લઇ ખુબ ખાંડી કપડાથી ચાળી

૧૨૫ લીંબુના રસમાં દિવસ પાંચ સુધી ખરલ કરી ચણા જેવડી ગોળી વાળવી અને તે હંમેશાં સવારે એક લેવી. એમ ૧૧ દિવસ સુધી ચાલુ રાખવાથી પક્ષાઘાત મટી જાય છે.

૩૪૮ **પરૂવાળા બડખા:**—ખડસલીઓ, નાગરમોથ, નેત્રવાળો, પાતપાપડો, રતાંજળિ, વાળો, સુંઠ, આ સઘળી ચીજો સરખે વજને લઈ તેની એક પોટલી બાંધવી અને તે પોટલી પાણીમાં રાખી મૂકવી. આ પાણી પીવાથી પરૂવાળા બડખા, ઉધરસ, ઉધરસથી છાતીનું ઘસાવું, કફ અને લોહીવાળા બડખા નાબુદ થાય છે.

૩૪૯ **પાઠું:**—(એક જાતનો ત્વકદોષ છે તેને લઇને તે ભાગ સુજી આવે છે, ત્યાં તીક્ષ્ણ દુખાવો થાય છે અને તે પાકી રસી થઇ અનેક છિદ્રોથી ફુટે છે તથા તેમાંથી સડેલો કુચો નીકળી આવી ને ઠેકાણે મોટી ખાડ પડી જાય છે. ગડની અંદર ફક્ત એક મુખ હોય છે ને તેમાંથી પરૂ નીકળી જઇ આરામ થાય છે તથા અંદરથી રૂઝ

આવી તેનું મોઢું બંધ થઇ જાય છે પણ પાઠાંની અંદર એટલુ બધું સામટું પરૂ નહિ નીકળતાં સડેલા માંસના ડુચ્ચા નીકળે છે) ગુજરાતીમાં જેને કુંવાડીઆ અને મરાઠીમાં ટાંકલા કહે છે તે છોડનાં પાંદડાંને પાસી લુગદી કરી પાઠા ઉપર બાંધવાથી અગન બળતી નરમ પડશે અને ઠંડક વળશે.

૩૫૦ **પાઠાંનો ઈલાજ:**–બાવળની પાલી અને એરડીનાં પાંદડાં ઝીણાં વાટી લુગદી કરી પાઠા ઉપર લગાડવાથી પાઠું પાકી ફુટી જશે.

૩૫૧ **પાઠાંનો ઈલાજ:**—લીંબડાંની છાલને દિવસ ૭ સુધી અવાર નવાર બાંધવાથી પાઠું બેસી જશે

૩૫૨ **પિત્ત:**—(એ રોગ છાતી પર દાહ બળવાથી અને ખાધેલું બરાબર પાચન નહિ થવાથી છાતી ઉપર રહે છે) ગાયનું દૂધ તોલા ૫ લઇ તેમાં ચોખ્ખું એરંડીઉં ૨ા તોલા (એક આઉંસ) મેળવી દરરોજ સહવારે પાવું એ મુજબ કરવાથી છાતી ઉપર દાહ બળતી મટી જશે તેમ

મોઢાની મોળ પણ દૂર થશે.

૩૫૩ પિત્ત:—ઘી નવટાંક ગરમ કરી રૂ. ૨) ભાર સાકર નાંખી એકઠું મેળવી દહાડામાં ત્રણ વખત ચાટવું. એમ ૧૦-૧૨ દિવસ ખાવાથી પિત્ત મટી જાય છે.

૩૫૪ પિત્તરોગ:—સુકાં આમળાંને કૂટી કપડછંદ કરી એક શીશીમાં ભરી મૂકવાં. તેમાંથી તોલો ૧ લઇ તેમા સાકરનો ભૂકો તોલો ૧ તથા ગાયનું ઘી તાવેલું તોલા ૨ મેળવી તેના બે ભાગ કરવા અને સ્હવારે તથા સાંઝે ખાવા. પખવાડીઆ સુધી એ દવા ખાવાથી ફાયદો થશે.

૩૫૫ પિત્તરોગ:—ગાયનું દૂધ શેર ૦। તોલા ૧૦) સાકર તોલા ૫, ઘી તાવેલુ તોલા ૨, એ ચીજોને બરાબર મેળવી દરરોજ સ્હવારે પીવું અને થોડા દિવસ ચાલુ રાખવું. પિત્તનું જોર નરમ પડશે.

૩૫૬ પિત્તરોગ:—દહીંની છાશ તોલા ૫ લઇ તેમાં સાકર તોલો ૧॥ નાંખી સ્હવારે પી

જવી તેટલાજ વજનની છાશ બપોરે અને સાંઝે પીવી.

૩૫૭ **પેટનો દુખાવો:**—(ખોરાક વધુ ખાધો હોય અથવા વાયડો પદાર્થ ખાધો હોય ને પાચન નહિ થયો હોય ત્યારે એ દુખાવાની ઉત્પત્તિ થાય છે) ખાટાં લીંબુની ગોળ ચીર કાપી ને ચીરમાં ખાડો પાડી તેમાં મરીની ભૂકી વાલ ૨, અજમાની ભૂકી વાલ ૨, તથા સંચળ વાલ ૧ મૂકી તે ચીરને અંગારાપર મૂકવા. ખદખદીને તૈયાર થાય ત્યારે બહાર કાઢી સહેવાતી સહેવાતી ચુસવી. એથી ગમે તે કારણે પેટમાં દુખતું હશે તે નરમ પડશે.

૩૫૮ **પેટનો દુખાવો:**—અજમો, લવીંગ, સિંધાલુણ, સુંઠ આ ચારે ચીજો બરાબર લઈ તેને ખાંડી બારીક કરી ગોળની અંદર બબ્બે વાલની ગોળી કરવી. જરૂર પડયે આ ગોળી ફક્ત એક ખાવાથી પેટનો દુખાવો મટે છે.

૩૫૯ **પેટનો દુખાવો:**—પીપર, મરી, સુંઠ, આ ત્રણે ચીજો સરખે વજને લઇ તેને ખાંડી

બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણ સવારે અને સાંઝે પા પા તોલો ખાવાથી પેટનો દુખાવો તથા અજીર્ણ મટે છે.

૩૬૦ **પેટનો દુખાવો:**—સુંઠને બારીક મેદા જેવી વાટવી. પછી તેમાંથી તોલા ૦ાને આશરે લઈ ફાકી જવી અને ઉપરથી ગરમ પાણી એક બે ઘુંટ પીવું.

૩૬૧ **પેટનો દુખાવો:**—ચોખ્ખી હીંગ બે આનીભાર વાટી બારીક કરી તેની ભૂકી કરી ફાકી જવી.

૩૬૨ **પેટનો દુખાવો:**—લીલા આદાનો કટકો લઇ તેને છોલી ઝીણી ઝીણી કાતરી કરી તેને સેજ મીઠું લગાડી ખાઇ જવી.

૩૬૩ **પેટનો દુખાવો:**—કળી ચુનો વાલ ૧ તથા ગોળ વાલ ૧ની ગોળી વાળી ખાવાથી પેટમાંથી પવન છુટી પેટમાં દુખતું નરમ પડશે. આરામ થતાં સુધી બે ત્રણ વખત ખાવી.

૩૬૪ **પેટનું શૂળ:**—અરધો તોલો સુંઠ ઘીમા તળી ખાવાથી પેટમાં થતું સખ્તમાં સખ્ત શૂળ બેસી જાય છે.

૩૬૫ **પેટની ચુંક:**—અજમો, લવીંગ, સિંધાલુણ, સુંઠ, આ ચીજો સરખે વજને લઇ તેને ખાંડી બારીક કરી ગોળની અંદર બબે વાલની ગોળી કરવી. આ ગોળી ખાવાથી પેટની ચુંક બેસી જાય છે.

૩૬૬ **પેસાબ બંધ થયાનો ઇલાજ:**—સુરોખાર તથા ઉંદરની લીંડી એ બન્નેને સરખે ભાગે લઇ ખાંડી કપડાથી ચાળી ડુટીમાં તે ભૂકી ભરવી તથા એજ ભૂકીને પાણી સાથે પેડૂ ઉપર ચોપડવાથી પેસાબ છુટે છે.

૩૬૭ **પેસાબ બંધ થયાનો ઇલાજ:**—પાણીમાં જે લીલફુલ થાય છે, તેને કપડાના બેવડમાં મૂકી પેડૂપર બાંધવાથી પેસાબ છુટે છે.

૩૬૮ **પેસાબ બંધ થયાનો ઇલાજ:—** મૂળાનાં પાંદડાં વાટી નરમ કરી પેડુ ઉપર લેપ કરવાથી પેસાબ છુટે છે.

૩૬૯ **પેસાબ બંધ થયાનો ઇલાજ:—** કાળાં મરીના ૧૦ દાણા લઇ શેર ૦॥ પાણીમાં ૨૦૦-૨૫૦ વખત ગાળી પીવાથી પેસાબ છુટે છે.

૩૭૦ **પેસાબની બળતરા:—**આંબલીના પાનનો રસ અથવા આમળાનું પાણી પીવાથી પેસાબની બળતરા શાંત થાય છે.

૩૭૧ **પેસાબ સાફ ઉતરવો:—**એક તોલા બળદાણાને પાણીની અંદર પલાળી તેમાં સાકર નાખી પીવાથી પેસાબ સાફ ઉતરે છે અને પેસાબની બળતરા શાંત થાય છે.

૩૭૨ **પેસાબમાં પડતું લોહી:—**બકુલની છાલનો ઉકાળો પીવાથી પેસાબમાં લોહી પડતુ હોય તો તે બંધ થાય છે.

૩૭૩ **પેસાબ પુષ્કળ છોડવો:**—દગડફૂલની ભુપરી કરી. પેડુની ઉપર બાંધવાથી પેસાબ પુષ્કળ છૂટે છે.

૩૭૪ **ફેફરૂં (મૃગી):**—(એ રોગ થતાં પ્રથમ માણસને કંપારી આવે છે તથા પરસેવો છુટે છે, ધ્યાન ઠેકાણે રહેતું નથી, દાંત કકડાવે છે ને જમીન ઉપર પડી જાય છે, મોઢામાં ફીણ આવી જાય છે. એ રોગ ૧૦, ૧૫, ૨૦ દિવસે કે મહિને ઉપડી આવે છે. પાણી તથા દેવતા રોગીની નજરે પડે તો તરત ફેફરૂં ચઢી આવે છે જેથી દરદીની ઘણી સંભાળ રાખવાની જરૂર છે. એ રોગ ચિંતા અને શોકાદિથી ઉત્પન્ન થાય છે) **ઉપાય:**—લસણની કળી તોલો ૦।, ગળી તોલો ૦।।, વરીઆળી તોલો ૦।।, ટંકણખાર તોલો ૦।।, ગોરૂચદન તોલો ૦।, એ સર્વે ચીજોને ખાંડી ગાયના તાજા મૂત્રમા ખરલ કરવાં. એ દવા દિવસમાં બે ત્રણ વખત દરદીને સુંઘાડવાથી મગજનો કીડો ટળશે.

૩૭૫ ફેફરૂં:—અકલગરો તોલા ૫, અને વજ તોલા ૫ એ બન્ને વસાણુંને કુટી કપડછંદ કરી તેની ભૂકી એક શીશીમાં ભરી રાખવી. પછી તેમાંથી વાલ ૧૦ લઈ, મધ સાથે મેળવી દિવસમાં ત્રણ વખત ચાટવી. ૨૧–૨૨ દિવસ સુધી એ દવા લેવાથી ફાયદો થશે. ખોરાકમાં દૂધ અને ભાત લેવા.

૩૭૬ ફેફરૂં:—નાગરમોથ કપડછંદ કરી તેની ભૂકી એક શીશીમાં ભરી રાખવી. તેમાંથી વાલ ૫ ને આસરેલઈ એક ગ્લાસ ભરી ગાયના દૂધમાં નાખી અકેક ગ્લાસ દિવસમાં ત્રણ વખત પીવું. એ મુજબ માસ ૧ સુધી પીવાથી ફાયદો થશે.

૩૭૭ ફેફરૂં:—અડાયાના છાણાની રાખ તોલા ૫ લઈ તેને કપડછંદ કરી તેને તોલા ૫ જેટલા આંકડાના દૂધમાં ૩ દિવસ સુધી ભીંજવી રાખવી, પછી સુકવી દરદીને સુંઘાડયા કરવી.

૩૭૮ ફેફરૂં:—સફેદ ડુંગળીનો રસ કાઢી નાકમાં બે ત્રણ ટીપાં મૂકવાં. એમ થોડા દિવસ સુધી કરવાથી ફેફરૂં મટી જાયં છે.

૩૭૯ ફેફરૂં:—બાવળના ઝાડનાં ફૂલ પાંચ બાર લઇ ગાયના ઘીમાં બાળી ભસ્મ કરી ગોળ કે મધમાં ગોળી નાની કરી સાત દિવસે એકેક આપવી. તેથી ફેફરૂં મટી જાય છે.

૩૮૦ બદ (સાથળનાં મૂળની રસવાહિની ગ્રંથીઓનો આ તીક્ષ્ણ પાક છે. એ ગાંઠો બહુજ સુજી આવે છે; તેમાં અત્યંત પીડા થાય છે અને તે પાક થઇ ફુટે છે તથા ત્યાં મોટાં ઘારાં પડે છે. આ એક ઉપદંશની વિકૃતિ છે અને ઉપદંશ થયા બાદજ બદ ઉપડે છે. તે સિવાય કેટલીક વખતે જવરની અંદર પણ એ ગાંઠો સુજી આવે છે જે જવર શાંત થયા પછી પોતાની મેળેજ શાંત થઇ જાય છે. કમકૌવત દરદીને વખતે તે ફુટે

છે અને પીડે છે.) નવસારનાં પાણીનાં પોતાં મૂકવાથી ફાયદો થાય છે.

૩૮૧ બદ:—બદની ઉપર અળસીની પોટીસ બાંધવાથી તે પાકીને ફુટે છે અને ત્યારેજ તેની પીડા ઓછી થાય છે.

૩૮૨ બહુ થુંક આવવું:—કાંચનાર; ખેરની છાલ અથવા ફટકડીના ઉકાળાના પાણીના કોગળા કરવાથી થુંક બહુ આવતું અટકે છે.

૩૮૩ બહુ મૂત્રતા:—પા થી અડધો તોલો ધાવડીનાં ફૂલ દરરોજ ખાવાથી બહુ મૂત્રતા મટે છે.

૩૮૪ બરોલ:-કારેલા શેર ના ઝીણા કટકા કરી તેમાં મીઠું રૂ. ા ભાર નાંખી હાથે ચોળી રસ કાઢી પાવો અને બાકીનો કૂચો ઘીમાં તળી ખાવો એમ ૧૪ દિવસ કરવાથી બરોળ બેસી જાય છે.

૩૮૫ **બાળકો માટે બાળાગોળી:**—જાવંત્રી તોલા ૨, મધ તોલા ૨, લવીંગ તોલા ૨, અજમો તોલો ૧, કેસર તોલો ૧, ખારેક તોલો ૧, જાયફળ તોલો ૧, મોચરસ તોલો ૧, અફીણુ તોલો ૦ાા, મધ સિવાય બાકીની ચીજોને ખાંડી બારીક ચૂર્ણ કરી મધની અંદર બાજરીના દાણા જેવડી ગોળી કરવી. આ ગોળી સવારે અને સાંઝે એકેક આપવાથી બાળક નિદ્રામાંથી ભડકી ઉઠતું મટે છે. ઉંઘતું નહિ હોય તો ઉંઘે છે, અને ઉલકો, ઉલટી, ઝાડો વિગેરે દરદોમાં ફાયદો થાય છે.

૩૮૬ **બાળકોના તાવ:**—મોથ, હરડેની છાલ, લીંમડો, કુકડવેલનાં ફળ અને જેઠીમધ એ સઘળાં સરખે ભાગે આષધો માસાભાર લઇ સાત દિવસ સુધી કવાથ કરી પીવાથી બાળકના તાવ મટી જાય છે.

૩૮૭ **બાળકોના તાવ:**—કીડામાર વાટીને

બાળકને સેજસાજ પાવાથી તાવ ઉતરી જાય છે.

૩૮૮ **બાળકોનું ભરાઈ આવવું:**—વજ એકથી દોઢ વાલ ઘસી બાળકોને પાવાથી બાળક ભરાઇ આવતું મટે છે, અને ઝાડો તથા મરડો પણ મટે છે.

૩૮૯ **બાળકોના સાદા તાવ:**—કડુ લઇ તેને લોઢી ઉપર શેકી જ્યારે બળી જાય ત્યારે એનો ભૂકો કરવો. આ ભૂકો એક વાલ ઠિના પાણીની સાથે પીવાથી અથવા મધની સાથે ચટાડવાથી બાળકનો સાદો તાવ તરતજ હલકો પડે છે.

૩૯૦ **બાળકોની ઉલટી:**—કીડામારી એકથી બે રતીભાર પાણીમાં વાટી પીવરાવવાથી બાળકોની ઉલટી બેસી જાય છે.

૩૯૧ **બાળકોનું પેટ પોચું કરવું:**-સમુદરફળ એકથી બે રતીભાર દૂધમાં બાળકોને પાવાથી બાળકોનું સખ્ત પેટ પોચું પડે છે.

૩૯૨. **બાળકોને બોલતાં શીખવવાં**:—જે બાળકો બહુ મોડાં બોલતાં શીખે છે તેને કુલીંજન અડધાથી એક વાલ થોડા દિવસ ચવડાવવાથી તે બાળકો જલદીથી બોલતાં શીખે છે.

૩૯૩ **બાળકોના ઝાડા**:—ધાવડીનાં ફૂલ ૦ા તોલો બાળકોને પાવાથી ઝાડો બંધ થાય છે.

૩૯૪ **બુદ્ધિ**:—અજમોદ, અરડુસો, આસન, ઉપ્લેટ, જેઠીમધ, બાવચી, બ્રાહ્મણી, ભાંગરો, વજ, શંખાવલિનાં પુષ્પ, સૈંધવઃ—આ સર્વે સરખે વજને લઇ તેને ખાંડી બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણ દરરોજ સવારમાં અરધા તોલાભાર ઘી તથા મધની સાથે ખાવાથી બુદ્ધિનો વધારો થાય છે.

૩૯૫ **બેચેની**:—એળચી તોલો ૦ા, તજ તોલો ૦ા, તાલીસપત્ર તોલો ૧, મરી તોલો ૧ લીંડી પીપર તોલા ૩, સુંઠ તોલા ૪, વંશલોચન તોલા ૫, સાકર તોલા ૩૨, આ સઘળાને ખાંડી બારીક

ચૂર્ણ કરવું આ ચૂર્ણ દરરોજ બે આનાથી પાવલીભાર લેવાથી શરીરમાં જણાતી બેચેની તથા ઉદાસી દૂર થાય છે.

૩૯૩ બેશુદ્ધિઃ—ડુંગળી (કાંદા) નો રસ સુંઘાડવાથી અથવા અરીઠાના પાણીનું ટીપુ નાકમાં નાખવાથી બેશુદ્ધિ દૂર થાય છે.

૩૯૭ ભ્રમિત મગજઃ—ત્રિકટુ, સિંધાલુણ, વજ, કડુ, સીરસનાં બી, કરંજ બી, ધોળી રાઇ, એ સર્વે ચીજો દરેક બે તોલા લઇ ખાંડી કપડાંથી ચાળી ગોમૂત્રમાં નાખી ખરલ કરી છાંયડે પવનમાં સુકવી શીશા ભરી લેવી. તેમાંથી એક ગોળી લઈ ઠંડા પાણીમાં ઘસીને દરદવાળા માણુસની આંખમાં આંજવાથી ઘેલાપણાનો નાશ થાય છે.

૩૯૮ ભ્રમિત મગજઃ—(ઠંડા પદાર્થ અતિ પ્રમાણુમાં ખાધા હોય અને તે પાચન થયા સિવાય ફરીથી ખવાય છે ત્યારે આ વ્યાધિ ઉદ્‌ભવે છે) બ્રાહ્મીનાં પાંદડાંનો રસ તોલા ૩થી૫

કાઢી તેને ઘી શેર ૩માં મેળવી તે ઘી તાપ ઉપર ઉનું કરવા મૂકવું અને રસ બળી જાય ત્યાં સુધી ઉપર રહેવા દઈ પછી ઉતારી લેવું. ઘી લીલા રંગનું થઈ જશે. તે ઘી દરદીને દરરોજ ખોરાકમાં આપવાથી મગજ ઠેકાણે આવશે.

૩૯૯ **ભગંદર:**—(એ મોટી ઉમરના માણસને મળદ્વારની આસપાસ થએલું એક જાતનું વ્રણ છે જેનું એક મોઢું બહાર હોય છે અને બીજું મોઢું સફરાની અંદર હોય છે. કેટલીક વખતે તેનું બીજું મોઢું ઠેઠ સફરા સુધી પહોંચતું નથી અને ત્યારે તેની અંદરથી ફકત પરુ નીકળે છે. તે વખતો વખત ભરાય છે અને ઠલવાય છે) **ઉપાય:**—દારૂ હળદરનાં ચૂર્ણને આકડાના ને થોરના રસમાં છુંદી ભગંદર અને નાળને લગાડવાથી તે જલદી રૂઝાય છે.

૪૦૦ **ભગંદર:**—અરડુસીના ઝાડની જડ પાણીમાં ઘસી દરરોજ દિવસમાં બે વખત લગાડવાથી ભગંદર મટી જાય છે.

૪૦૧ **મગજની ગરમી:**—આમળાંની છાલ ૪ ભાગ, બહેડાંની છાલ ૨ ભાગ, હરડાંની છાલ એક ભાગ આ સઘળાંને ખાંડી બારીક ચૂર્ણ કરી દરરોજ પોણા તોલાભાર ખાવાથી મગજની ગરમી દૂર થાય છે.

૪૦૨ **મગજ પુષ્ટિ:**—બદામનો આથો કરી ખાવાથી મગજને પુષ્ટિ મળે છે અને ચકરી તથા આંખે આવતાં અંધારાં દૂર થાય છે.

૪૦૩ **મન આનંદમાં રાખવું:**—અરડુસી, પીપર, બ્રાહ્મણી, વજ અને હરડે, એ સર્વે સરખે વજને લઈ તેને ખાંડી બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણ સવાર સાંઝે પા પા તોલાભાર ખાવાથી મન આનંદમાં રહે છે તથા મનની ઉદાસી નાશ પામે છે.

૪૦૪ **મરચાંના ઉપયોગની રીત:**—મરચાં એમ ને એમ ખાવાને અથવા શાકમાં નાખવાને બદલે અત્રે જણાવેલ રીત પ્રમાણે

વપરાય તો નુકશાન કરશે નહિ. **રીતઃ**—જેટલાં મરચાં વાપરવાં હોય તેનાથી દોઢાં બમણાં લેવાં પછી ચપ્પું વતી તેની ઝીણી ઝીણી કાતરી કરી ખખળતા પાણીમાં ડુબે તેમ નાખવાં. જરા જરા વારે લાકડીએ અગર ચમચાએ હલાવવાં. તે ઉપર રકાબી ઢાંકી પાણી ઠંડું પડે ત્યાં સુધી રાખવાં. તે પછી એક સ્વચ્છ વસ્ત્રનો કટકો લઈ બીજા સ્વચ્છ વાસણ ઉપર બાંધી તે પાણી ગાળી કાઢી શીશીમાં ભરી રાખવું શાક ભાજીમાં વાપરવું હોય ત્યારે તેમાં જેટલી તીખાશ જોઇએ તેટલું મરચાંનું પાણી વાપરવું.

૪૦૫ **મરડો:**—(આ વ્યાધિ શેહેરોમાં મોટા ભાગે જણાય છે. કાચું અનાજ ખાવાથી તેમ અજીર્ણ હોવા છતાં ભોજન કરવાથી,ગરમ પદાર્થો જમવાથી એ રોગ ઉત્પન્ન થાય છે; પેટમાં મરડાઇ મરડાઈ ને ઝાડો બે ટીપાં આમ તથા લોહીનો આવે છે; પેટમાં દુખે છે: શરીર નાકૌવત

થાય છે અને વધારે પેટ આવવાથી સફરામાંથી આમણુ બહાર નીકળે છે) ઉપાય-વરીઆળી તોલો ૦ાા, સુંઠ તોલો ૦ાા જાવંત્રી વાલ ૧ સાકર તોલો ૦ાાા-એ સર્વે ચીજોને સાફ કરી ખોખરી કરી ૦ાાા શેર પાણીમાં ઉકાળવી અને ૦ા શેર પાણી રહે ત્યારે નીચે ઉતારી ઠંડુ પાડી કપડછંદ કરી તેના બે ભાગ કરવા ને એકેક ભાગ સવાર સાંજ આપવો.

૪૦૬ **મરડો:**—લીલા ગામઠી દાડમની છાલ તોલો ૦ા લઈ, વાટી તેનો માવો કરવો. એ માવો સાકર તોલા ૧ સાથે મેળવી દિવસમાં એક વખત ફાકવાથી આમ નરમ પડશે.

૪૦૭ **મરડો:**—હીમજી હરડે નગ ૧૧ને છુંદી ખોખરી કરી રાતના સુતી વખતે એક ગ્લાસ (તોલા ૬) ગરમ પાણીમાં ભીંજવી રાખવી. સવારે તે ઉપરનું નીતરું પાણી કાઢી નાખી નીચેનો થર લઇ તેમાં સાકર તોલો ૦ા મેળવી પીવું. આમ કરવાથી મરડો નરમ પડી જશે.

૪૦૮ મરડો:—ઉંટીયું જીરૂ અથવા શંખ જીરૂ કે બીલીનો ગર્ભ એકલો દહીં સાથે સેવન કરે તો મરડો ચોકકસ મટી જાય છે.

૪૦૯ મરડો:—બીલીનો ગર્ભ, મરી, તજ, ગોળ અને લોધર એનું ચૂર્ણ બનાવી મધ સાથે ચાટવાથી મરડાનો નાશ થાય છે.

૪૧૦ મરડો:—અતિવિષની કળી, આંબાની ગોટલી, ઇંદ્રજવ, કાળી પાટ, ટેંડુ, ધાવડીનાં ફૂલ, નાગરમોથ, બીલુ, મોચરસ, રીસામણી, લોધર, વાળો અને સુંઠ આ સઘળું સરખે વજને લઇ તેને ખાંડી બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણ બે આનાથી પાવલીભાર સુધી લેવાથી મરડામાં ફાયદો થાય છે.

૪૧૧ મરડો:—વરીઆળી, હીમજ, સુંઠ, આમળાં, મરડાસીંગ એ દરેક ચીજો સરખા ભાગે લઇ ઘીમાં તળી ખાંડી કપડાથી ચાળી

તૈયાર કરવું અને તેમાંથી વાલ પાંચ લઇ સાકર સાથે મેળવી ખાવાથી મરડો મટી જાય છે.

૪૧૨ મરડો:—જાયફળ તોલો ૧, અફીણ તોલો ૧।, ખરસણી અજમો તોલા ૩ એને ખાંડી ગોળ સાથે ખુબ ખરલ કરી ઝીણાં બોર જેવડી ગોળી વાળવી. દિવસમાં એક વખત ખાવાથી મરડાનો નાશ થાય છે.

૪૧૩ મરડો:—દૂધીના બીનું તાજું તેલ ચમચો ૧ અને સાકર વાટેલી ચમચી ૧ એ બન્નેને મેળવી સવારમાં પીવાથી મરડો તુરત નરમ પડશે.

૪૧૪ મરડો:—ખસખસ તોલો ૦॥, અતિ વિષની કળી તોલો ૦।, જાયફળ વાલ ૧, મરડા-શીંગ અધકચરી સેકેલી તોલો ૦। એ બધાં વસાણાંને ખૂબ વાટી, બરાબર મેળવી સવારે શીશીમાં ભરી રાખવાં. એક વાલ જેટલું સાકર

સાથે મેળવી સવારે, બપોરે અને સાંઝે લેવાથી મરડો નરમ પડશે.

૪૧૫ **મરડો:**—ચોખા જીરાસાલ લઇ તેને ત્રણ વખત મીઠા પાણીમાં ધોવા અને પછી તેને તડકામાં કપડાપર નાંખી સુકવવા. સુકાયા પછી તેને દૂધ તથા સાકરમાં બાફી ખાવાથી દરદીને ઘણો ફાયદો થાય છે.

૪૧૬ **મરડો:**—શાહજીરાનો ભુકો ૩ આની ભાર મલાઇમાં મેળવી પીવાથી મરડામાં લોહી આવતું હશે તે પણ બંધ થઇ જશે અને મરડો મટી જશે.

૪૧૭ **મસા:**—શરીરના ગમે તે ભાગપર થાય છે. જ્યારે તે ચામડીના જેવા રંગના અને બહારના ભાગમાં હોય છે ત્યારે તેને મસા કહે છે. આ મસા કપાળ ઉપર, વાંસામાં, હાથે અગર પગે બન્ને માળી આવે છે અને તે ઝીણા બોર જેવા દેખાય છે. બોરીઆની માફક તે

શરીર ઉપર વળગેલા માલમ પડે છે. જીભ ઉપર, હોઠ ઉપર, નાકમાં, કાનમાં મળદ્વાર પાસે અગર સ્ત્રી પુરૂષની જનનેન્દ્રિયના મર્મસ્થાન ઉપર પણ મસા ઉપડે છે અને તેથી ત્યાં કેટલીક પીડા થાય છે.

ઉપાય:—ઘોડાનો વાળ બાંધવાથી મસા ખરી પડે છે. આકડાનું તેલ લગાડવાથી મસા સુકાઇ જાય છે તથા કેટલીક વખત ખરી પણ પડે છે.

૪૧૮ **મસા:**—ગોળ, ચીત્રક, ટંકણખાર, હલદર આ ચારે ચીજો સરખે વજને લઇ તેને વાટી હરસના મસા ઉપર ચોપડવાથી મસા ખરી પડે છે.

૪૧૯ **માથાનો દુખાવો:**—માથું દુખતું એ ખાસ રોગ ન હોતાં કેટલાક રોગનું ચિન્હ છે. મગજમાં લોહીનો જમાવ થવાથી અગર મગજને પુરતું પોષણ નહિ મળવાથી માથું

દુખે છે. શૂળ અને બીજા વાત વ્યાધિને લીધે પણ માથું ચસકે છે. અજીર્ણ અને યકૃતના વ્યાધિમાં તેમજ જુદી જુદી જાતના જ્વરની અંદર તથા પ્રદરમાં અને વીયસ્રાવમાં પણ માથાનો દુખાવો રહે છે. બહુ મહેનત કરવાથી, તડકામાં રખડવાથી, ઉજાગરો કરવાથી તથા અત્યંત વિષયભોગ કરવાથી માથું ચઢી આવે છે. નાક, કાન, તથા આંખના રોગને લઇને પણ માથું દુખે છે. ઉપાયઃ-કળીચૂનો અને નવસાર બન્ને સમભાગે ભેગાં કરી તે સુંઘવાથી છીંકો આવે છે અને તેથી માથું દુખતું મટી જાય છે.

૪૨૦ **માથાનો દુખાવો**—જાયફળ દુધમાં ઘસી ગરમ કરી માથે ચોપડવાથી માથું દુખતુ મટી જાય છે.

૪૨૧ **માથાનો દુખાવોઃ**—એરંડાનું મૂળ કાપી તેમાંથી લાલ રસ કાઢી કપાળે લગાડવાથી દુખારો મટી જાય છે.

૪૨૨ **માથાનો દુખાવો:**—નગોડના પાંદડાં નંગ ૩, હીંગ શુદ્ધ ૧ ચણાભાર લઈ પાણી સાથે બન્ને ચીજ વાટી નાકમાં ૩-૪ ટીપાં દિવસમાં બે ત્રણ વખત નાખવાથી માથાનો દુખારો મટી જાય છે.

૪૨૩ **માથાનો દુખાવો:**—તજને વાટી કપાળ ઉપર ચોપડવાથી, શરદીને લીધે માથું ચડી આવ્યું હોય તો હલકું પડે છે.

૪૨૪ **માથાનો દુખાવો:**—કાળી દ્રાક્ષને આખી રાત પાણીમાં પલાળી સવારના તે પાણી દ્રાક્ષ સુદ્ધાં કપડામાંથી ગાળી પી જવું. આ મુજબ ચાર પાંચ દિવસ પીવાથી હંમેશાં દુખતું માથું તથા આધાશીશી મટે છે.

૪૨૫ **માથાનો દુખાવો:**—સવારના પહોરમાં ગરમાગરમ જલેબી ખાવાથી ગરમીને લીધે દુખતું માથું મટે છે.

૪૨૬ માથાનો દુખાવો:—પિત્તને લીધે માથું હંમેશાં દુખતું હોય તો ગુપ્ત ઇન્દ્રિયપર દરરોજ દસથી પંદર મિનિટ સુધી ઠંડું પાણી રેડવું.

૪૨૭ માલણ:—તાજું ઘી અથવા માખણ ગુલાબનું ફૂલ સુંઘવાથી માલણ મટે છે.

૪૨૮ મૂત્ર કૃચ્છ:—ગોખરૂં, જેઠીમધ, નાગ-કેસર, વિદારીકંદનો ભૂકો, આ ચારે ચીજો અરધો અરધો તોલો લઇ તેને ૩૨ તોલા પાણીમાં નાખી એક માટીના વાસણમાં ઉકાળવી. જ્યારે આઠ તોલા પાણી રહે ત્યારે તે પાણી ઉતારી લેવું. આ પાણી પાંચથી છ તોલા જરા રસ સિંદુરની સાથે આપવાથી મૂત્રકૃચ્છ છૂટે છે.

૪૨૯ મોઢાનાં ચાંદાં:—કાથો મધની અંદર ઘુંટી મોઢાની અંદર ચોપડવાથી મોઢાની અંદ-રનાં ચાંદાં મટે છે.

૪૩૦ મોઢું વાસ મારતું હોય:—ફટકડી તોલા ૨ લઇ અગ્નિપર ફુલાવી ફાળાં મરી તોલા

૨ લઇ ભૂકો કરી બન્ને ખરલ કરી હંમેશાં દાંતને ઘસવાથી મોઢામાંથી નીકળતી બદબો મટી જાય છે.

૪૩૧ મોઢું વાસ મારતું હોય:—હરડાં તોલો ૧, બહેડાં તોલા ૧, સુકાં આમળાં તોલો ૧ એ બધાંને ખોખરાં કરી પાણીમાં ઉકાળી ને પાણીના કોગળા કરવા.

૪૩૨ મોઢું વાસ મારતું હોય:—બહેડાં તોલા ૨, હરડાં તોલા ૨, કપૂર તોલો ૧, ટંકણખાર ફુલવેલો તોલા ૩ એ સર્વે વસ્તુઓને ખુંદી કપડછંદ કરી એક શીશીમાં ભરી મૂકવી. તેમાંથી થોડું લઇ દાંતે ઘસવું. થોડા દિવસ આ પ્રમાણે કરવાથી દાંત મજબુત થવાની સાથે મોઢાની દુર્ગંધ પણ દૂર થશે.

૪૩૩ યાદદાસ્ત:—અઘેડો, કુષ્ટ, વાવડીંગ, હરડે અને શંખાવળિ, આ સર્વે સરખે વજને લઇ તેને ખાંડી બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણ

દરરોજ ૦। તોલાભાર ખાવાથી યાદદાસ્ત શક્તિ વધે છે અને મગજની નબળાઇ દૂર થાય છે.

૪૩૪ **રસોળી:**—એ એક જાતની પ્રવાહ ગ્રંથી છે. તે દાબતાં પોચી અને ઘઉંની કણુક જેવી જણાય છે. નક્કર ગ્રંથીની પેઠે આખી ગાંઠ એક સરખી હોતી નથી. તેને ચીરતાં તેમાં એક થેલી માલુમ પડે છે જેમાંથી ચીકણો રસ અગર ઘઉંની કણુક જેવો કુચો નીકળતો દેખાય છે. જ્યારે તે પાકે છે ત્યારે તેમાં પરૂ થાય છે; વખતે આ પરૂ દુર્ગંધ યુક્ત હોય છે. **ઉપાય:**—પોચી પડે ત્યારે ડામ દેવો.

૪૩૫ **રસોળી:**—પાકેલી કેરીની ગોટલી પાણીમાં ઘસી રસોળી પર લગાડવાથી ગાંઠ બેસી જશે.

૪૩૬ **રતાંધળાપણું:**—ભૂરા કોળાનો રસ કાઢી ૨૧ દિવસ સુધી આંખમાં આંજવાથી રતાંધળાપણાનો નાશ થાય છે.

૪૩૭ **રતાંધળાપણું:**—દરરોજ રાત્રિના એક તોલો અઘેડાનું મૂળ ખાવાથી રતાંધળાપણું દૂર થાય છે.

૪૩૮ **રતાંધળાપણું:**—ભૂરા કોળાના વેલાના મૂળનો રસ કાઢી ૨૧ દિવસ સુધી આંજવાથી રતાંધળાપણું મટી જશે.

૪૩૯ **રતાંધળાપણું:**—ખાપરીઉં તોલા ૨, ફટકડી તોલો ૧, લોધર તોલો ૧, હીમજ તોલા ૨, હળદર તોલો ૧, જીરૂખંભાતી તોલો ૧, કરંજબીજ તોલો ૧, સરસવ તોલો ૧ એ સર્વે વસાણાંને કૂટી કપડછંદ કરી બકરીના મૂત્રમાં ત્રણ દિવસ ખરલ કરી આંખમાં આંજવું.

૪૪૦ **રક્તપીત:**—( એ રોગ ઘણું તીખું, ખાટું તથા ખારૂં એવા પદાર્થો ખાવાથી તથા તાડકામાં ઘણું ફરવાથી થાય છે) ઉપાય:—દરીઆના સમુદ્રશોષના નરમ માવો તોલા ૭, શેરડીનો સરકો તોલા ૭ એ બન્નેને મેળવી

તેનો મલમ બનાવવો. જ્યાં પીત થયું હોય ત્યાં દિવસે એકવાર લગાડવું.

૪૪૧ રક્તપીતઃ—કાચકાના ઝાડનાં પાનળાં ગુળીઆં રતલ ૦। લાવી પાણીમાં બાંજવવા. પછી તેનો રસ કાઢી દિવસ ત્રણ સુધી દરરોજ પાવો. એથી રોગ દૂર થશે.

૪૪૧ રક્તપીતઃ—પારો તોલો ૦॥, અને અમલસારો ગંધક એ બન્નેને ખલમાં નાખી એક દિવસ સુધી ખલ કરવું. ખલ કરતાં તેમાં મોગરેલ તેલ નાખતા જવું. તૈયાર થયલી દવા કલઈ અથવા કાચના વાસણમાં ભરી રાખવી અને જ્યાં રક્તપીત થયું હોય ત્યાં લગાડવું. જેથી આરામ થશે.

૪૪૨ રક્તપીતઃ—ગાજરનો રસ તોલા ૨॥, પડવાંસ તોલો ૦॥, સાકર તોલો ૦॥, આ દરેક ચીજને વાટી ૪-૫ રોજ સુધી સવારમાં પીવાથી રક્તપીત મટી જાય છે.

૪૩૩ **રાગઃ**—અજમોદ, અરડુસો, આસન, ઈપલેટ, જેઠીમધ, ભાંગરો, વજ, શંખાવળિનાં પુષ્પ અને સૈંધવ—આ સઘળી ચીજો સરખે વજને લઈ તેને ખાંડી બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણ દરરોજ સવારના કાંઇ પણ ખાધા વગર અરધા તોલાભાર ઘી તથા મધની સાથે ખાવાથી રાગ હંમેશાંજ સુધરી આવે છે અને બુદ્ધિમાં પણ વધારો થાય છે.

૪૪૪ **ઋતુવિકારઃ**—એળીઓ, હીરાકસી, હીરાબોળ. આ ત્રણે ચીજો સરખે વજને લઇ વાલ વાલની ગોળી કરવી. આ ગોળી સવાર સાંઝ ફક્ત એકેક લેવાથી સ્ત્રીઓના દરેક જાતના ઋતુવિકારમાં ફાયદો થાય છે. દસ્તાન આવતું હોય અથવા દસ્તાનમાં પીડા થતી હોય ત્યારે દસ્તાન આવતા પહેલાંજ આ ગોળી વાપરવાથી ફાયદો થાય છે.

૪૪૫ **લકવોઃ**—મોટા ડુંગળીના ગાંઠીઓ લઈ હમેશાં કાચો ખાવાથી આ દરદને સારો ફાયદો છે.

૪૪૬ **લોહીવાળા ઝાડા:**—કાંટાળા માયુનો ઉકાળો કરી તેમાં અફીણના કુસુંબાના ૩ થી ૪ ટીપાં નાખી પીવાથી ઝાડામાં પડતું લોહી બંધ થાય છે અને ઝાડામાં પણ ફાયદો થાય છે.

૪૪૭ **લોહી સુધારવું:**—આકડાનું મૂળ તોલા ૨૫, ગળો તોલા ૨૦, લીંમડાની અંતરછાલ તોલા ૨૦, આ ત્રણે ચીજો લઈ તેને સુકવીને ખાંડી બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણ સવારે અને રાત્રે ૦। ૦। તોલા ભાર ખાવાથી લોહી સુધરી જાય છે.

૪૪૮ **લોહી સુધારવું:**—અરધા રૂપીઆભાર બાંયપાતરીની ભાજીના પાન લઈ તેને પાશેર પાણીમાં વાટી અંદર થોડી સાંકર નાંખી તે મુજબ પીવાથી લોહી ઘણુંજ સુધરી જાય છે. શરીર ઉપરના ચાંદા ખસ વિગેરે નાશ પામે છે. અને ખોટી ગરમી દૂર થાય છે.

૪૪૯ **વાઇ:**—સુંઠ તોલો ૦॥, સફેદ મરી, તોલો ૦॥, પીપરીમૂળ તોલો ૦॥ એ પ્રમાણે લઈ

અધકચરી ખાંડી શેર ૧ પાણીમાં નાખી શેર ૦ાા પાણી રહેતાં સુધી ઉકાળવું અને પછી તે એક શીશીમાં ભરી લેવું અને તે દિવસમાં ત્રણ વખત સાકર સાથે પાવું. આમ થોડા દિવસ કરવાથી દરદ નાબુદ થાય છે.

૪૫૦ વાળો:—વડાગરૂ મીઠું વાટી વાળા ઉપર ૨–૩ દિવસ સુધી બાંધવાથી વાળો મટી જાય છે.

૪૫૧ વાળો:—કબુતરનું ચરક વાલ ૩, ગોળ વાલ ૩. એ બન્નેની ગોળી વાળી ખાવી. એમ ૧૪ દિવસ ગોળી વાપરવાથી વાળાનું દરદ નાબુદ થાય છે.

૪૫૨ વાગુ:—સાકર શેર ૦ા, એલાણા શેર ૦ા, લવીંગ તોલો ૦ાા એ પ્રમાણે લઇ ખાંડી કપડાથી ગાળી ખરલમાં સાથે વાટી બોર જેવડી ગોળી કરવી, તે દરરોજ એક લઇ મોઢામાં

રાખી ગાળવી જેથી વાયુ ચઢી આવતું મટી જાય છે.

૪૫૩ વાયુ:—ઘી, તુલસીનો રસ, મરી આ ત્રણે ચીજો સરખે વજને લઇ સાથે મેળવીને દરરોજ સવારે એકેક તોલાભાર ખાવાથી દરેક જાતના વાયુ નાશ પામે છે.

૪૫૪ વિસ્ફોટક:—(આ રોગમાં શરીરના જુદા જુદા ભાગમાં પરૂવાળાં કચકચતાં ગુમડાં થાય છે જેમાં ઉપરથી ભીંગડાં વળે છે અને નીચે કચકચ્યા કરતું હોય છે. ઉપદંશનાં ધારાંનો દેખાવ પણ વિસ્ફોટકનાં ધારાં જેવોજ જણાય છે. તેથી દરદીને થોડો થોડો તાવ આવે છે. આ એક જાતની લોહી વિકૃતિ છે. શરીરને યોગ્ય પોષણ આપે તેવો અને તેટલો ખોરાક નહિ લેવાથી આ રોગ ઉત્પન્ન થાય છે.) ઉપાય: મંજીષ્ઠાદિ ક્વાથ આપવાથી ફાયદો થાય છે. મંજીષ્ઠાદિ ક્વાથમાં વપરાતી વસ્તુઓ મજીઠ,

ઇંદ્રજવ, નાગરમોથ, સુંઠ, હળદર, દારૂ હળદર, લીમડાની છાલ પટોળ, કડુ, વાવડીંગ, દેવદાર, કડાછાલ પીપર, હરડાં બેડાં, આમળાં કરીઆતું, અરડુસાની છાલ, અતિવિષ, વાળો, ગળો અને નંશોતર, એ બધી ચીજો સમભાગે લઇ તેનું ચચાર રૂપીઆભારનું એકેક પડીકું બાંધવું અને તેનો રીતસર કવાથ (ઉકાળો, કાઢો) કરવો.

૪૫૫ વીંછુ:—મીઠું તોલા ૧ થી ૨ લીલી હળદરના રસમાં મેળવી શીશીમાં ભરી રાખવું ને જેને વીંછુ કરડયો હોય તેની આંખમાં એ પાણીનાં ૪ થી ૫ ટીપાં નાંખવાં ને તેમાંથી પગને તળીએ પણ લગાડવું. જો લીલી હળદર નહિ મળે તો સૂકી હળદરનો ભૂકો પાણીમાં મેળવી, ભીંજવી, ગાળી કાઢી વાપરવો.

૪૫૬ વીંછુ:—શાહજીરૂ અને સિંધાલુણને સાથે મેળવીને ઘીની અંદર લુપરી કરીને વીંછીના ડંખ ઉપર મૂકવાથી ડંખની પીડા હલકી પડે છે.

૪૫૭ **વીંછુ:**—વીંછુ ડંખ મારે તેની ઉપર આરડીના પાંદડાં ચાવી મૂકવાથી વીંછુ ઉતરી જાય છે.

૪૫૮ **વીંછુ:**—આમલીનાં બીઆંને પાણીમાં અડધો ઘસી, ઘસારો ડંખ પર ચોપડવો તથા અડધો જેમનો તેમજ ડંખ પર લગાડવો જેથી વીંછુનું ઝેર ઉતરી જાય છે.

૪૫૯ **વીર્ય:**—આમળાં, ગળો, ગોખરુ આ ત્રણે ચીજો સરખે વજને લઇ ખાંડી બારીક ચૂર્ણ કરવું. આ ચૂર્ણ થોડા દિવસ સુધી પા પા તોલાભાર સુધી ખાવાંથી વીર્યસ્ત્રાવ મટી વીર્ય-વૃદ્ધિ થાય છે.

૪૬૦ **શરીર જાડું કરવું:**—દૂધની સાથે જવાસો લેવાથી શરીર જાડું થાય છે.

૪૬૧ **શૂળ:**—ભોરીંગણીનો ધુમાડો લેવાથી સખ્તમાં સખ્ત શૂળ બેસી જાય છે.

૪૬૨ **શૂળઃ**—કીર્દમાનના બીનો ભૂકો ફક્ત એક ચણોઠીભાર વજનમાં લેવાથી શૂળ આંચકી ખેંચતાણ, ચસકા વગેરે મટે છે.

૪૬૩ **શૂળઃ**—સુંઠ, તલ, ગોળ દરેક તોલો ૧ લઈ ગાયના શેર ૦।। દૂધમાં ઉકાળી અડધું બાળી, ઉતારી કપડાથી ગાળી સવારમાં પીવું. એમ ૨૧ દિવસ સુધી પીવાથી શૂળ તદ્દન નાબુદ થઈ જાય છે.

૪૬૪ **શૂળઃ**—આંબલીની છાલને બાળી ખાખ કરી કપડાથી ચાળી તોલો ૦।। લઈ ઉના પાણીમાં મેળવી સવાર સાંજ પાવાથી શૂળ મટી જાય છે.

૪૬૫ **શૂળઃ**—જવખાર શેર ૦।, સાકર શેર ૦)= એ બે ચીજને ખાંડી ચૂર્ણ બનાવવું અને દરરોજ ત્રણ વખત તોલા ૦। ઠંડા પાણી સાથે લેવું.

૪૬૬ **શક્તિઃ**—લવીંગ તોલો ૧, મરી તોલો ૦।।, અફીણ તોલો ૦।, જાવંત્રી તોલો ૦।, કેસર

તોલો ૦ા, જાયફળ તોલો ૦ા, કસ્તુરી વાલ ૧, એ દરેક ચીજને લઈ ખાંડી કપડાથી ચાળી મધ સાથે ખરલ કરી ચણા જેવડી ગોળી વાળી દરરોજ સવારે એક ખાવી. ઉપર દૂધ શેર ૦ા પીવું. ઝાડો થાય તો દૂધ ઓછું પીવું, ગરમાશ માલુમ પડે તો લીંબુનું શરબત પીવું.

૪૫૭ **શક્તિ:**—ઇસબગુલ તોલા ૨, એલચી દાણા તોલો ૧, સાકર તોલા ૪, એ ચીજને અધકચરા ખાંડી શેર ૦ા પાણીમાં રાતે ભીંજવી મૂકી સવારે ચોળી કપડાથી ગાળી કાઢી પીવાથી ખોટી ગરમીનો નાશ થઇ શકિતમાં વૃદ્ધિ થાય છે.

૪૫૮ **શકિત:**—ગોખરુ, કૌચાંબી એ દરેક પાંચ તોલા લઇ ખાંડી કપડાથી ચાળી દૂધ શેર ૧ માં તોલો ૧ લઇ ઉકાળી, દૂધ શેર ૦ા રહે ત્યારે ઉતારી તેમાં સાકર તોલા ૨ નાખી પી જવાથી શક્તિ વધે છે.

૪૫૯ **શક્તિ:**—ધોળી મુસળી તોલા ૪, સાકર તોલા ૪, તાલીમખાના તોલા ૨, એ ચીજને

ખાંડી કપડાથી ચાળી શીશી ભરી રાખવી. તેમાંથી તોલો ૧ લઇ ગાયના દૂધ શેર ૦॥ માં મેળવી સવારે ખાવી. એમ ૭ દિવસ સુધી ખાવાથી શક્તિની વૃદ્ધિ થશે.

૪૭૦ **સન્નિપાત:**—કાયફળ, પીપરીમૂળ, ઇંદ્રજવ, ભોરીંગ, સુંઠ, કરીઆતું; મરી, લીંડીપીપર, કકડાશીંગ, પુષ્કરમૂળ, રાસના, ભોરીંગણી, અજમો, ખોડી, અજમો છડછડીલો, વજ, કાળીપાટ અને ચવક એ સઘળાં ઔષધો સરખા લઈ ખાંડી બે ટાંક ભારનો કવાથ કરી સવાર સાંજ પીવાથી સન્નિપાતનો નાશ થાય છે.

૪૭૧ **સર્પ ડંસ:**—અઘેડાનાં પાન વાટી ડસ ઉપર ચોપડવાથી અને બી વાટી પીવાથી ઉલટી થઇ સર્પ ડંસને ફાયદો થાય છે.

૪૭૨ **સર્પ ડંસ:**—જે જગ્યાપર ડંખ માર્યો હોય તે જગાને તીક્ષ્ણ છરી વડે સહેજ કાપીને ઉપર દેવતા મૂકવો અને ડંખને બાળી મૂકવો,

જેથી ઝેર ફેલાતું અટકશે સાપ કરડયો હોય તે પછી થોડા દિવસ સુધી મીઠું બિલકુલ ખાવું નહિ.

૪૭૩ **સર્પ ડંસ:**—ફટકડી ૦ા તોલો લઇ તેને બારીક મેદા જેવી કરવી. તેને એક ગ્લાસમાં નાખી તેમાં અડધો ગ્લાસ ઠંડુ પાણી રેડી પાઇ દેવી. બીજી તોલો ૦ા લઇને જ્યાં ડંખ હોય તેની ઉપર આસપાસ જાડી લગાડવી.

૪૭૪ **સાપનું રહેઠાણ છોડાવવું:**—સાપના રહેઠાણ આગળ સીસમના લાકડાના છોડીઆનો ધુમાડો કરવાથી સાપ પોતાનું રહેઠાણ છોડી ચાલ્યો જાય છે.

૪૭૫ **સરદી:**—જાયફળ, જાવંત્રી, લવીંગ, સમુદ્રસોષ એ દરેક ૨ તોલા લઇ ખાંડી કપડાથી ચાળી પાનના રસમાં ખરલ કરી ચણીબોર જેવડી ગોળી કરવી. તેમાંથી એક હંમેશાં સવારે ખાવી તેથી સરદી મટી જાય છે.

૪૭૬ **સ્ત્રીને ફરજંદ થવાનો ઇલાજ:**—કાયફળ અને કાથો એ દરેક પાંચ વાલ લઇ મધમાં અટકાવ આવે ત્યારે ચાર દિવસ સુધી ચાટવાથી ફરજંદ થાય છે.

૪૭૭ **સંધિવા:**—કળીચુનો તથા મીઠું તેલ સરખે ભાગે લઇ બરાબર સાથે મેળવી લેપના જેવું બનાવી પકડેલા સાંધા પર લગાડી ઉપર રૂ લગાડવું જેથી તુરત ફાયદો થાય છે. ચુનામાં તેલ મળેલું હોવાથી ફોલ્લા ઉઠતા નથી.

૪૭૮ **સંધિવા:**—એળીઓ અને રેવંચીનો શીરો સરખા વજને લઈ પાણીમાં ઘસી કલાઇ કરેલા વાસણમાં ગરમ કરી સાંધો પકડેલા ભાગ પર લગાડવાથી ફાયદો થાય છે.

૪૭૯ **સંધિવા:**—વાસણ બનાવવાની કાળી માટી શેર ૦॥ લઇ મીઠું પાશેર નાંખી મેળવી દુખતા ભાગ ઉપર લગાડવાથી સારો ફાયદો થાય છે.

૪૮૦ **સંધિવા:**—લીમડાનું મૂળ અને પીપળા

ની છાલ સરખે ભાગે લઇ પાણી સાથે ઘસી દરદ થતા ભાગપર જાડું જાડું લગાડવું.

૪૮૧ **સંધિવા:**—એક રૂપીઆભાર રેંડુ લઇ તેને દસ રૂપીઆભાર પાણીમાં પલાળી તે પાણી દિવસમાં ત્રણ વખત પીવાથી સંધિવામાં ફાયદો થાય છે.

૪૮૨ **સંધિવા:**—કાળી દાંડીના ધંતુરાનાં પાંદડાંનો રસ શેર ૦॥ તથા મીઠું તેલ ૦॥ શેર એ બન્ને વસ્તુને એક કલાઇ કરેલા વાસણમાં રેડી ચુલા પર ઉકાળવી. ધતુરાનાં પાંદડાંનો રસ બધો બળી જાય ત્યારે તેને નીચે ઉતારીને ઠંડુ પાડવું અને કપડાથી ગાળી નાખી શીશીમાં ભરવું પછી તે દુખાવાવાળા ભાગ ઉપર લગાડવાથી સંધિવામાં ફાયદો થાય છે.

૪૮૩ **સંધિવા:**—ઝેરકોચલો (કટકા) શેર ૦। અને મીઠું તેલ શેર ૧ લઇ બન્નેને કલઇ કરેલા વાસણમાં મૂકી ચુલાપર ઉકાળવાં અને જ્યાંસુધી

ઝેરકોચલો બળીને કોયલા જેવો થાય ત્યાં સુધી તેને ઉકાળીને પછી વાસણ નીચે ઉતારવું. ઠંડુ પડયા પછી તેને ગાળી શીશી ભરવી. જરૂર જણાય ત્યારે દુખાવાવાળા ભાગ ઉપર લગાડવું.

૪૮૪ **સસણી:**—હરડાં અને બેડાં સરખે ભાગે લઇ ઠંડા પાણીમાં ઘસી જરા સાકર મેળવી બચ્ચાંને પાવું જેથી સસણી મટી જાય છે.

૪૮૫ **સસણી:**—સાજીખાર વાલ ૩, ગોળ વાલ ૫ સાથે મેળવી બચ્ચાંને બે ત્રણ વખત દિવસમાં પાવાથી ઝાડા વાટે ગાંઠો નીકળી સસણીનું દરદ નાબુદ થાય છે.

૪૮૬ **સાદ:**—આમળાંને ખાંડી બારીક કરી ચાળી લેવાં. આ ચૂર્ણ ફક્ત અડધો તોલો દૂધની સાથે પીવાથી બેસી ગયલો સાદ પાછો ઉઘડે છે.

૪૮૭ **સાદ બેસી જવો:**—એળચી મોંમાં રાખવી અથવા ચણોઠીનાં પાન મોંમાં રાખવાં; અથવા જેઠી મધનો શીરો મોંમાં રાખવો અથવા,

દ્રાક્ષાસવનું સેવન કરવું અથવા નાગકેસર મોંમાં રાખવું અથવા પીપર ઘુંટેલી ખાવી અથવા બાવળનાં પાન મોંમાં રાખવાં અથવા બહેડાંની છાલ તળી મોંમાં રાખવી અથવા બ્રાહ્મીનાં પાંદડાં તળી મોંમાં રાખવાં.

૪૮૮ **સોજા:**—કાળીપાટ વાટી સોજા ઉપર ચોપડવાથી ફાયદો થાય છે.

૪૮૯ **સોજા:**—હાથે પગે સોજા ચઢયા હોય તેને માટે-પીપર તથા સુંઠ દરેક ાા તોલો લઈ ચૂર્ણ કરી ગોળ સાથે ગોળી કરી સવાર સાંજ એકેક લેવી, એમ ૭ દિવસ કરવું,

૪૯૦ **સોજા:**—વછનાગ, સુંઠ, ચણોઠીના મૂળ એ સરખે ભાગે લઈ ગાયના મૂત્રમાં ઘસી સોજા ચઢેલા ભાગ પર લેપ કરવાથી સોજા ઉતરી જાય છે.

૪૯૧ **સોજા:**—ધંતુરો, ગલકાં, ભાંગરાના રસમાં અફીણ તોલો ૧ નાખી મેળવી સોજા

પર લેપ કરવાથી સોજાને જલદી ફાયદો થાય છે.

૪૯૨ **સંગ્રહણી:**—(અતિસાર ઘણા દિવસ ચાલે અને તેની સાથે જઠરાગ્નિ મંદ થાય ત્યારે તે રોગ સંગ્રહણી કહેવાય) અભ્રક ભસ્મ આ રોગ ઉપર અકસીર છે માટે નિપુણ વૈદ્ય પાસેથી પોતાના રોગનું પ્રમાણ જાણી તે અનુસાર એનું સેવન કરવું

૪૯૩ **સંગ્રહણી:**—સુંઠ, લીમડાની ગળો, મોથ અને અતિવિષ એ ચીજોને સમાન ભાગે લઇ ખાંડી કવાથ કરી ૧૫ દિવસ સેવન કરવાથી સંગ્રહણી મટી જાય છે,

૪૯૪ **સંગ્રહણી:**—દીકામાળી તોલો ૧, અફીણ તોલો ૦।, હીંગતોલો ૦। એ પ્રમાણે લઇ ખાંડી બે વાલનું દરેક પડીકું તૈયાર કરવું અને એક સવારે તથા એક સાંજે લેવું.

૪૯૫ **સંગ્રહણી:**—ગળો, નાગરમોથ, અતિવિષની કળી એ ચીજો સરખે ભાગે લઇ અધકચરી ખાંડી શેર એક પાણીમાં ઉકાળી

શેર અડધું રહે ત્યારે ઉતારી ગાળી શીશી ભરી લેવી અને તે દિવસમાં ત્રણ વખતમાં પી જવું.

૪૯૬ **સંગ્રહણી:**—બીલીનો ગર્ભ, મોચરસ, સુગંધીવાળો, મોથ, ઇંદ્રિજવ અને કડાછાલ એ સઘળાં સરખાં લઇ બકરીના દૂધમાં ખૂબ ઉકાળી ૩ દિવસ સેવન કરવાથી લાંબા વખતની સંગ્રહણીનો નાશ થાય છે.

૪૯૭ **સંગ્રહણી:**—હીમજીહરડે તોલા ૨, મોટી હરડે તોલા ૨, સુંઠ તોલા ૨, મરી તોલા ૨, ચીતરંગ તોલા ૨, પીપર તોલા ૨, તજ તોલા ૨, સાકર તોલા ૫, તમાલપત્ર તોલા ૨, એલચી તોલા ૨, નાગકેસર તોલા ૨, લવીંગ તોલા ૨, જાયફળ તોલા ૨. એ સર્વે વસાણુંને કૂટી, કપડછંદ કરી મધમાં ચણા જેવડી ગોળી વાળવી અને તેને છાંયડે સુકવવી. તેમાંથી ગોળી એક સવારે બકરીના દૂધમાં તથા સાંઝે ઉના પાણી સાથે ખાવાથી સંગ્રહણીને ફાયદો થાય છે.

૪૯૮ હરસ:—મુળાનાં પાકાં પાદડાંના ઉપરનો અડધો ભાગ લઇ રસ ચમચો ૧ કાઢી ઘી અથવા માખણના ૪-૫ ટીપાં સાથે મેળવી પાંચ દિવસ લાગટ સવાર સાંઝ પીવાથી હરસ તદ્દન નાબુદ થઈ જાય છે.

૪૯૯ હરસ:—કડવી દોડકીનાં ૩ બીજ લઇ પાણી સાથે ઘસી મસા ઉપર લાગલાગટ સાત દિવસ સુધી લગાડવાથી મસા નરમ પડી જાય છે.

૫૦૦ હવા શુદ્ધ કરવી:—અગર, ગુગળ, ઘી, મીઠું, રાળ, લીંબડાના પાન, વજ, સરસવ—આ સર્વને ઘીની અંદર કાલવવું. આ ઘીને દેવતામાં નાખી ધૂપ કરવાથી હવા શુદ્ધ થાય છે.

૫૦૧ હવા શુદ્ધ કરવી:—લોબાન અને સુખડનાં લાકડાના કકડા બાળવાથી હવા શુદ્ધ થાય છે.

૫૦૩ હીસ્ટીરીઆ:—પીપળાના ઝાડની વડવાઇની તાજી કૂંપળી તોલા ૨, જાવંત્રી તોલો ૧, કસ્તુરી શુદ્ધ બે આની ભાર એ

ચીજોને લઇ ખરલ કરી મગના દાણા જેવડી ગોળી વાળી દિવસમાં ત્રણ વખત અકેક ગોળી લેવી. ગોળી લીધા પછી અડધા કલાકે દુધ પીવું. આથી જરૂર હીસ્ટીરીઆ મટી જશે.

૫૦૪ **હીસ્ટીરીઆ:**—કીઈમાનના બીનો ભૂકો ફક્ત એક રતીભાર લેવાથી હીસ્ટીરીઆ તથા આંચકી મટે છે અને ખેંચતાણ, ચસકા, ધનુર, શૂળ વગેરેમાં પણ ફાયદો થાય છે.

૫૦૫ **હેડકી:**—સુંઠને બકરીના દુધમાં ઉકાળી તેમાં સિંધાલુણ નાખી પીવાથી હેડકી બેસી જાય છે.

૫૦૬ **હેડકી:**—પીપરને વાટી મધમાં ચાટવાથી હેડકી બેસી જાય છે.

૫૦૭ **હેડકી:**—અસેળીઓ તોલા પાંચ લઇ તેને ચાળીને પાણીમાં નાંખી ચોળીને એક રસ કરવો. ત્યાર પછી તે પાણી લેવું. આ પાણી એક તોલાથી બે તોલા સુધી પીવાથી હેડકીમાં ફાયદો થાય છે.

૫૦૮ **સળેખમ:**—દુધ શેર ૦। ઉનું કરી તેમાં કાળા મરીની ભૂકી વાલ ૧૦ તથા સાકર બે તોલા લઈ મેળવી પીવાથી સળેખમ મટી જાય છે.

૫૦૯ **સળેખમ:**—ગાયના દુધમાં અફીણ ઘસી જરા ઉનું કરી માથે ચોપડવાથી માથું નરમ પડે છે.

૫૧૦ **શ્વાસ:**—આરંગી, સુંઠ દરેક તોલો એકેક લઇ ખાંડી શેર ૨ પાણીમાં ઉકાળી શેર ૦। રહે ત્યાં સુધી બાળવું. પછી તેને ગાળી લઇ તોલાં ૫ મધ મેળવી ૪. ૫ રોજ સુધીમાં તે દવા દિવસમાં બે વખત લઇ પુરી કરવાથી ફાયદો થાય છે.

૫૧૧ **શ્વાસ:**—અકલકરો, જેઠીમધ, એ બન્ને સરખે વજને લઇ ખાંડી કપડાથી ચાળી કાંઈ મધ ગરમ કરી સાથે મેળવવી. વટાણા જેવડી ગોળી વાળવી અને દરરોજ સવારે એક લેવી તેથી શ્વાસ મટી જાય છે.

૫૧૨ **શ્વાસ:**—અસેળીઓ શેર ૦। હલદર તોલો ૧, સિંધવ તોલો ૧, લઇ બધી ચીજને ખાંડી કપડાથી ચાળી ગોળ સાથે ખરલ કરી ચણી બોર જેવડી ગોળી વાળવી. હમેશાં સવારે એક ગોળી ખાવી એમ સાત દિવસ સુધી ખાવાથી શ્વાસ ચઢતો બંધ થઇ જશે.

૫૧૩ **ક્ષય:**—જવખાર તોલો ૧, મરી તોલા ૪, પીપર તોલા ૨ દાડમની છાલ તોલા ૪, ગોળ તોલા ૧૬, પહેલાં ઓસડાંને ખાંડી બારીક કરવાં ત્યાર પછી ગોળની અંદર બબે વાલની ગોળી વાળવી. આ ગોળી સવારે અને રાત્રિના બબે ખાવાથી ક્ષય, ઉધરસ અને દમની અંદર ફાયદો થાય છે.

૫૧૪ **ક્ષય:**—પીપર, પદ્મકાષ્ટ, રીંગણી ફળ, એ ચીજને સરખે વજને લઇ ખાંડી કપડાથી ચાળી ચૂર્ણ કરવું. રોજ સવારે એક પૈસા ભાર તૈયાર કરેલું ચૂર્ણ મધ અગર ઘી સાથે મેળવી ૨૧ દિવસ સુધી લીધા કરવું.

૫૧૫ ક્ષય:—દારૂહલદર, મનશીલ, એ ચીજ જૂજ લઇ અધકચરી કરી ખાંડી હુકાની ચલમમાં નાખી તમ્બાકૂની માફક પીવાથી ફેર પડી જાય છે.

૫૧૬ ક્ષય:—ભાંગરાનું મૂળ અને સુંઠ સરખે ભાગે લઇ ખાંડી ચૂર્ણ તૈયાર કરવું. આ ચૂર્ણ ૧૦ વાલ આદુના રસ અને સાકર સાથે મેળવી ચાટવું. એમ ૨૧ દિવસ ચાટવાથી ક્ષય મટી જાય છે.

૫૧૭ ક્ષય:—સુંઠ અને કાળાં મરી સરખે વજને લઇ વાટી ગોળ સાથે મોટા બોર જેવડી ગોળી વાળવી અને તે હમેશાં સવારમાં લેવી. ૨૧ દિવસ સુધી લીધાથી ક્ષય નાબુદ થઇ જાય છે.

૫૧૮ ક્ષય:—અરડુસાનો રસ તોલો ૧ તથા મધ તોલો ૦।। મેળવી દિવસમાં બે વખત લેવાથી ક્ષય નાબુદ થાય છે.

